# નંદનિકા

## ૨૦૨ સોનેટો



અરદેશર ફરામજી ખબરદાર

# કર્તાનાં પ્રગટ અને અપ્રગટ પુસ્તકો

**ગુજરાતીમાં :**

| | | |
|---|---|---|
| ૧ કાવ્યરસિકા ... ... | કિંમત રૂ. ૧-૮-૦ | (પૃ. ૧૮૮) |
| ૨ વિલાસિકા ... ... | ,, ૧-૮-૦ | (,, ૨૦૦) |
| ૩ પ્રકાશિકા... ... ... | ,, ૧-૪-૦ | (,, ૧૮૨) |
| ૪ મલબારીનાં કાવ્યરત્નો ... | ,, ૩-૦-૦ | (,, ૪૫૦) |
| ૫ ભારતનો ટંકાર (ત્રીજી આવૃત્તિ) | ,, ૧-૦-૦ | (,, ૯૦) |
| ૬ સંદેશિકા ... ... ... | ,, ૧-૦-૦ | (,, ૧૮૮) |
| ૭ કલિકા ... ... ... | ,, ૨-૦-૦ | (,, ૨૬૦) |
| ૮ ભજનિકા (બીજી આવૃત્તિ) પાકું પૂઠું | ,, ૨-૦-૦ | (,, ૧૬૪) |
| ૯ રાસચંદ્રિકા, ભા. ૧લો (ઊંચા કાગળ) | ,, ૦-૧૪-૦ | (,, ૧૨૦) |
| ,, ,, ગીલ્ટ પૂઠું | ,, ૧-૪-૦ | (,, ૧૨૦) |
| ૧૦ દર્શનિકા (બીજી આવૃત્તિ) ,, ,, | ,, ૩-૦-૦ | (,, ૪૪૦) |
| ૧૧ પ્રભાતનો તપસ્વી અને કુકકુટદીક્ષા (બીજી આવૃત્તિ) | ,, ૦-૮-૦ | (,, ૭૦) |
| ૧૨ કલ્યાણિકા ... ... ... | ,, ૨-૦-૦ | (,, ૧૭૬) |
| ૧૩ રાષ્ટ્રિકા ... ... ... | ,, ૨-૮-૦ | (,, ૨૪૮) |
| ૧૪ રાસચંદ્રિકા ભાગ ૧-૨ સાથે ... | ,, ૩-૦-૦ | (,, ૩૦૪) |
| ૧૫ ગુજરાતી કવિતાની રચનાકળા (મુંબઈ યુનિવર્સિટી તરફથી) ... | ,, ૧-૦-૦ | (,, ૨૫૦) |
| ૧૬ શ્રીજી ઈરાનશાહનો પવાડો (ત્રીજી આ.) | ,, ૦-૪-૦ | (,, ૧૬) |
| ૧૭ નંદનિકા-૨૦૨ સોનેટો ... | ,, ૩-૮-૦ | (,, ૨૫૬) |

**અંગ્રેજીમાં :**

| | | |
|---|---|---|
| ૧૮ The Silken Tassel ... | ,, ૨-૮-૦ | (,, ૧૩૬) |

## —: હવે પછી છપાશે :—

૧૯ શ્રી જરથુસ્ત્રની ગાથા-વૈદિક અને ગુજરાતી કવિતામાં, સંશોધન અને વિવરણ સાથે, પાંચસેં ઉપર મોટાં પાનાંમાં

૨૦ કેટલાંક પ્રતિકાવ્યો

૨૧ પ્રભાતગમન (વર્ણનકાવ્ય)

૨૨ લખેગીતા-૪૦૦૦ લીટી

૨૩ ગુજરાતી કવિતા અને અપદ્યાગદ્ય

૨૪ મનુરાજ નાટક ' (અખંડ પદ્યમાં)

૨૫ અમરદેવી નાટક

૨૬ યુગરાજ મહાકાવ્ય

૨૭ ગદ્યસંગ્રહ ભાગ ૧ લો

૨૮ ગદ્યસંગ્રહ ભાગ ૨ જો

૨૯ Leaf and Flower

૩૦ The Rest-House of the Spirit

# નંદનિકા

૨૦૨ સોનેટો

અરદેશર ફરામજી ખબરદાર



સાડા ત્રણ રૂપિયા

મારાં કેમ કરું મુખ સો સો તે ગંગા સમાં?
નાથ! હે તું સમાવી મને મારાં સો સો ગીતે!

# અર્પણ

## એક જ ફૂલ

( 'લલિત )

જોયાં પાન ઘણાં મારા જીવનવૃક્ષતણાં
પણ એકકે ન સુંદર પાન દીઠું નીકળ્યું ;
અધસૂકું, ફીકું, અધખીલ્યું દરેક મળ્યું,
એની પામરતા પર આવી મને ય ઘૃણા ;

પાને પાને પડ્યાં હતાં કીટતણાં છુંદણાં,
નહીં કોઈ રૂડા ફળથી પણ વૃક્ષ ફળ્યું ;
ન કશા ઉપયોગી રસે પણ એ નીગળ્યું–
હવે જાણ્યું શેં વ્યર્થ કહે એને લોક ઘણાં.

પણ પાનની વચ્ચે મેં એક જ ફૂલ દીઠું
જાણે જીવનસત્ત્વ ઉતારીને તેમાં ભર્યું ;
તારા કીર્તનનું મારું ગાન એ સૌથી મીઠું–

બસ એટલું એ જ છે મારા જવાહિરમાં :
ધરું એ ચરણે તારે શાશ્વત સ્નેહવર્યું,
પ્રભુ ! મૂકજે કોક ખૂણે તારા મંદિરમાં !

# પૂર્વોક્તિ

"મારે બોલવું ને તારે સુણવું—એ જ પ્રથા
પડી ત્યાં મારે માટે હતો બીજો માર્ગ કયો?"

—નંદનિકા—ધ્વનિત ૩૧

પેગમ્બરોનાં અને ઋષિમુનિઓનાં ધર્મગ્રંથો અને ભક્તિગીતો જેઓએ વાંચ્યાં છે અને સારી પેઠે માણ્યાં છે, તેઓ જાણે છે જ કે આ વિશ્વનો પડદો આપણી સંમુખ રાખીને તેની પાછળ છુપાઈ રહીને જગતને દોરવતા જગતના નાથની સાથે આધ્યાત્મિક એકતા અનુભવતા એ મહાત્માઓએ પણ ઉપર જણાવેલી બે લીટીઓ પ્રમાણે બોલ્યા અને ગાયા કર્યું છે, અને માનવજાતે તેમના પવિત્ર શબ્દોને શ્રદ્ધાથી સ્વીકારીને પોતાના જીવનને એ કથન અને એ ક[illegible] પ્રમાણે પ્રભુપંથે વાળવા મથન પણ કર્યું છે. એ મહાત્માઓનું અનુકરણ કરીને મારા જેવા એક અલ્પ જીવે પણ એ જ પવિત્ર પ્રભુપંથે પળતાં જે જે અનુભવ્યું છે અને જે જે વાંચ્યું છે, તે હૃદયની આર્દ્રતાથી આ "નંદનિકા"માંનાં ૨૦૨ ધ્વનિતોમાં યથાશક્તિ તેણે કથ્યું છે.

રેડિયોમાં બોલનાર કે ગાનાર જે બોલે કે ગાય તે કોણ સાંભળે છે, તે તે કદી જોઈ શકે છે? તેને તો શ્રદ્ધા છે જ કે જ્યાં જ્યાં એ કથન કે ગાન સાંભળવાનું યંત્ર હશે ત્યાં ત્યાં તેને સાંભળનારા તે સાંભળશે જ. એટલે બોલનારને સાંભળનાર પાસે હોવો જ જોઈએ એમ પણ ખાસ કહેવાય નહીં. વિશ્વના જે અદ્ભુત નિયમની શોધ

શ્રેડિયો દ્વારા થઈ છે, તે બતાવી આપે છે જ કે આખું વિશ્વ દષ્ટિને ગમે તેટલું દૂર લાગે તોપણ તે અદ્‌ભુત રીતે પાસે છે અને તમામ પરમાણુઓ એક કે બીજી રીતે એકમેક સાથે સંકળાયેલાં છે. જે અદૃશ્ય સર્જનહારને અને પિતાને આ ગીતો ગાઈ સંભળાવ્યાં છે, તે તેણે સાંભળ્યાં છે જ, અને તેનો ઉત્તર પણ એ અલ્પ જીવને ગૂઢ રીતે મળી ગયો છે.

ગયા સને ૧૯૩૯ની આખરમાં મુંબઈ યુનિવર્સીટી તરફથી મેં "ગુજરાતી કવિતાની રચનાકળા" પર પાંચ વ્યાખ્યાનો આપ્યાં હતાં, તેમાંનાં ત્રીજા ને ચોથા વ્યાખ્યાનોમાં "સોનેટ" અને "અખંડ પદ્ય" માટે વિસ્તારથી વિવેચન કીધેલું છે, અને ગુજરાતી પિંગળમાંના "ભ્રમરાવળી છંદ"ના "સગણ" સંધિનો પાયો લઈને અક્ષરમેળ પ્રયત્નબંધ રચના એ બન્ને જાતિ માટે ઉપજાવી છે તે બતાવેલું છે, અને એના ઉદાહરણ લેખે તેમાં એક નવું સોનેટ યા ધ્વનિત પણ આપેલું છે. એ રચના ઉપર ગયા સને ૧૯૪૨ ના આગસ્ટમાં મેં પ્રભુભક્તિના સંબંધમાં ધ્વનિતો લખવા માંડ્યાં, અને તેની કંઈક વિગત "કવિતા" માસિકના સપ્ટેમ્બર ૧૯૪૨ અંકમાં "કવિતા કેમ થાય છે" એ મથાળા હેઠળ મેં આપી હતી. એ આગસ્ટ–સપ્ટેમ્બરના બે માસમાં મેં બસેં ધ્વનિતો રચ્યાં હતાં, તેનો સંગ્રહ નવ વિભાગમાં આ "નંદનિકા" નામે ગ્રંથમાં આજે પ્રગટ થઈ શકે છે. પંચાવન વર્ષથી 'સોનેટ'ને નામે અશુદ્ધ રચનામાં, સોનેટની યુરોપમાં થયેલી મૂળ રચના અને તેના આજ સુધીના વિકાસના કશા ઊંડા અભ્યાસ વગર, આપણી ગુજરાતી ભાષામાં ગમે તે છંદમાં ગમે તેવી કાચીપાકી રચનામાં માત્ર ચૌદ લીટી ગણીને લખાતાં આવ્યાં છે. આ "નંદનિકા"માં ગુજરાતી સોનેટોને દુનિયાની કવિતામાં સોનેટોની હરોળમાં તેની સાંગોપાંગ પ્રતિભામાં અને રચનાકળામાં ઊભાં રાખી શકે તેવાં મેં યથાશક્તિ રચ્યાં છે, અને

આ ધ્વનિતોના–સોનેટોના–પ્રથમ મોટા સંગ્રહને હું ગુજરાતના રસિક અને રસજ્ઞ વાચકો આગળ આનંદથી આજે ધરીને કૃતાર્થ થાઉં છું. સોનેટની ખરી રચના માટે ભારતભરની બીજી ભાષાઓની કવિતા આગળ કે યુરોપ અમેરિકાનાં સોનેટો આગળ હવે ગુજરાતી કવિતાને શરમાવા જેવું કશું નથી.

વર્ષ ઉપર થયું આ સંગ્રહ છપાવવા માટે કાગળોની ભારે મોંઘવારી તેમજ તાણને લીધે ઘણી તજવીજ કીધા છતાં છેક હમણાં તે એક મિત્રની કૃપાથી હું મેળવી શકયો છું, અને અનેક વિઘ્નો પછી તે હમણાં પ્રકટ કરી શકું છું. હજી મારા બારેક મોટા ગ્રંથો કાગળની તાણને લીધે અપ્રકટ પડ્યા છે.

નંદન એટલે સ્વર્ગ. જ્યાં પ્રભુ છે ત્યાં સ્વર્ગ જ છે. એટલે આ ગ્રંથમાં અથથી ઇતિ સુધી પ્રભુની અને તેની મહેરની જ વાત છે, અને એમાં પણ પ્રભુ જ વસેલો છે, તેથી આ તેના ધામનું નામ મેં "નંદનિકા" રાખ્યું છે. મારાં સર્વ બંધુઓ ને બહેનો આ "નંદનિકા"માં છૂટથી વિહરે, તેના પવિત્ર વાતાવરણમાંથી મનનું આરોગ્ય મેળવે, અને આ પ્રભુના નંદનને માણસે જે બંધનરૂપ બનાવ્યું અને માન્યું છે, તે ભ્રમમાંથી મુક્ત થઇને એનો જે ખરો આનંદ છે તે મેળવીને આ જન્મમાં જ પ્રભુના વિશ્વસર્જનના હેતુને પાર પાડીને તેઓ પોતે અખંડ આનંદ મેળવે, અને આ ધ્વનિતોના રચનાકાળમાં મેં જે આનંદ અનુભવ્યો છે તેમાં તે સર્વે ભાગ પડાવે, એ જ મારી પ્રાર્થના છે.

૭૮૮, પારસી કોલોની,
દાદર, મુંબઈ
તા. ૧૧ મી એપ્રીલ ૧૯૪૪

**અરદેશર ફરામજી ખબરદાર**

# ધ્વનિતની રચના

મુંબઈ યુનિવર્સીટી તરફથી સને ૧૯૩૯ના ડીસેમ્બર માસમાં 'ગુજરાતી કવિતાની રચનાકળા' ઉપર મેં મુંબઈમાં પાંચ વ્યાખ્યાનો આપ્યાં હતાં તેમાં 'અર્વાચીન કવિતામાં વિદેશી સ્વરૂપો' એ મથાળા હેઠળના ત્રીજા વ્યાખ્યાનમાં મેં 'સોનેટ'ની રચના માટે કંઈક વિસ્તારથી ઉહાપોહ કીધો હતો. એ વ્યાખ્યાનો છપાઈને પ્રગટ થયેલાં છે, તેમાં એ પુસ્તકના ૧૨૦ મા પાનાથી ૧૫૧ મા પાના સુધી 'સોનેટ' માટે જે મેં કહેલું છે તે ગુજરાતી કવિતામાં સોનેટ રચવાની અભિલાષા રાખતા દરેક ગુજરાતી કવિને તેમજ રસિક વાચકને તથા વિવેચકને વાંચી જવાની હું ભલામણ કરું છું. એમાં રચનાનો સત્તાધારી ઇતિહાસ આપેલો છે, અને આજે ઈંગ્લાંડમાં કે યુરોપમાં કઈ કાવ્યરચના 'સોનેટ' કહેવાય છે, તે તેમાં સ્પષ્ટતાથી તેના સર્વ નિયમોની તારવણી કરીને બતાવેલું છે. અહીં એ બધું ફરી લખવાનું પ્રયોજન નથી, પણ ઉપલા વ્યાખ્યાનમાં એ સર્વ નિયમો જાળવીને એક નમૂનારૂપ સોનેટ યા ધ્વનિત મેં આપ્યું હતું, તે જ પ્રમાણે આ 'નંદનિકા' ગ્રંથમાંના ૨૦૨ શુદ્ધ ધ્વનિતો લખાયેલાં છે, અને આ પુસ્તક વાંચનારને આ ધ્વનિતની રચના બરાબર સમજાય અને તે તેણે કયા નિયમે વાંચવાં યા ગુંજવાં, તેની કંઈક સ્પષ્ટતા હું અહીં પાછી કરવાને ઇચ્છું છું.

યુરોપની બધી ભાષાઓમાં સોનેટની જે રચના સિદ્ધ ગણાય છે તે ઇટાલિયન કવિ પેટ્રાર્કની છે: એમાં પરંપરાગત સિદ્ધ ધોરણ મુજબના પ્રાસ સાથની અષ્ટક ( Oetave ) અને ષટ્ક ( Sestet ) એટલે આઠ અને છ એમ બે વિભાગ મળીને ચૌદ લીટીની રચના આવે છે. આવી ખાસ રચનામાં 'વિચાર સમૃદ્ધિથી ભરેલા કે કલ્પના-લાલિત્યની રેલંછેલથી ઉભરાતા ભાવનું એક જ મોજું શુદ્ધ 'લિરિક'ની ગતિ યા ચેષ્ટા ધારણ કરે, અને એક જ છંદોબદ્ધ વહન અને પ્રતિવહનમાં તે રૂપબદ્ધ રહે,'* તે જ સોનેટ કહેવાય. અંગ્રેજી કાવ્ય-સાહિત્યમાં એની રચના પ્રત્યેક લીટીમાં બીજી શ્રુતિ પર પ્રયત્ન યા સ્વરભાર આપતા બે શ્રુતિવાળા પાંચ સંધિઓ Iambic pentameter રાખીને કરવામાં આવેલી છે. જે છંદ 'અખંડ પદ્ય'નો એટલે 'બ્લૅંકવર્સ'નો છે, તે જ છંદ આ સોનેટમાં પણ વપરાયેલો છે, એ ખાસ નોંધવા જેવું છે. અખંડ પદ્યમાં તેમજ આ સોનેટમાં લીટી પરથી ઉભરાઇને તેનો પ્રવાહ પાછળની લીટીમાં પણ વહેતો હોવાથી એના બધા સંધિ, પ્રવાહી વસ્તુના નૈસર્ગિક નિયમ પ્રમાણે, એકસરખા એટલે **આવૃત્ત** જોઇએ. કાવ્યશાસ્ત્રની આ ઝીણવટ આપણા ઘણા કવિઓ ને વિવેચકો સમજતા નથી એ શોચનીય છે. પૃથ્વી છંદ, મંદાક્રાંતા, શિખરિણી, શાર્દૂલવિક્રીડિત, વસંતતિલકા વગેરે છંદો **અનાવૃત્ત** એટલે અણસરખી શ્રુતિરચનાના છે, **તે કદી પ્રવાહી રચના માટે ચાલી શકે નહીં.** આપણા કવિઓ આ વાત જેમ જલદી સમજે તેમ તે તેમના લાભમાં જ છે. આપણા મહા પદ્યશાસ્ત્રી સદ્‌ગત કેશવલાલ ધ્રુવે પણ આ વાત સ્પષ્ટતાથી 'પદ્યરચનાની ઐતિહાસિક આલોચના'માં ૪૬ મે પાને કરેલી છે. માટે જ આપણે ત્યાં આજ સુધી ઉપર જણાવેલા બધા અનાવૃત્ત–અણસરખી–

---

* 'ઍન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા'માંના થિયોડોર વૉટ્સ-ડંટનના સોનેટ પરના લેખમાંથી.

સંધિવાળા છંદોમાં જે સોનેટો રચાતાં આવ્યાં છે, તે તો તેના મુખ્ય પ્રાણ-પ્રવાહિતાના મૂળમાં જ ઘા કરે છે. એટલે આ પ્રવાહી રૂપ કાયમ રાખીને સગણ લયવાળા પાંચ સંધિના મેળથી મેં આપણા ધ્વનિતની રચના કીધી છે. ત્રોટક છંદમાં સગણના ચાર સંધિ છે અને ભ્રમરાવળી છંદમાં સગણના પાંચ સંધિ છે; યુરોપીય અને અંગ્રેજી પાંચ 'આયમ્બિક=⏑–' સંધિની રચના પ્રમાણે જ ધ્વનિતમાં પણ પાંચ સંધિઓ રાખેલા છે, પણ આપણી ભાષાના શબ્દોની ઉચ્ચારણવિધિ ધ્યાનમાં રાખીને ધ્વનિતના છંદમાં ત્રણ શ્રુતિવાળા પાંચ સંધિઓ રાખ્યા છે, અને તેની છેલ્લી શ્રુતિ પર તાલ આવતો હોવાથી તે ગુરૂ-Long રાખી છે. મારાં વ્યાખ્યાનોમાં વિસ્તારથી સમજાવ્યા પ્રમાણે આપણી ભાષામાં શબ્દોની બધી શ્રુતિઓ સ્પષ્ટ લઘુ કે ગુરુ નથી, પણ શબ્દમાં જે શ્રુતિ પર સ્વરભાર (Accent) આવે છે, તે શ્રુતિજ ખરી ગુરુ છે, અને બાકીની શ્રુતિઓ કાં તો દ્રુત કે અછડતી બોલાતી કે દેખાવમાં ગુરુ હોવા છતાં લઘુ જેવી પણ બોલાતી હોય છે, અથવા સ્થાન પ્રમાણે ગુરુ શ્રુતિ લઘુ જેવી પણ બોલાય છે. આ બધું મેં કવિતના 'મુક્તધારા છંદ' પરના વિવરણમાં તેમજ ઉપલાં વ્યાખ્યાનોમાં વિસ્તારથી બતાવેલું છે.

ગુજરાતી ભાષા સંસ્કૃત-પ્રાકૃતમાંથી ઊતરીને ચાર-પાંચ પેઢીએ આજના જેવી થઈ છે. સંસ્કૃત શીખેલા કવિઓએ ગુજરાતીમાં રહેલા તત્સમ શબ્દો કાગળ પર સંસ્કૃત જેવા જ લખાતા જોઈને ગુજરાતી કવિતા સંસ્કૃત છંદોમાં પણ કરવા માંડી, અને છેલ્લાં ૭૦-૮૦ વર્ષોથી સંસ્કૃત છંદોનો પ્રચાર દેખાદેખીએ પોતાને "સાક્ષર" કહેવડાવવા માટે પણ તેમણે ઘણો ઘણો કીધો. પણ આપણા બધા જૂના કવિઓએ તો ગુજરાતી શબ્દોના અને સંસ્કૃત શબ્દોના ઉચ્ચારમાં રહેલો ભેદ સ્વાભાવિક શ્રવણશુદ્ધિથી પારખી લઈને ગુજરાતી કવિતારચના માત્રામેળ, રૂપમેળ યા અક્ષરમેળ છંદોના કરતાં માત્રાબદ્ધ લયમેળ કે

રૂપબદ્ધ લયમેળમાં જ કીધેલી છે. એ માટે સદ્દગત કેશવલાલ ધ્રુવનાં ઉપલાં જ વ્યાખ્યાનોમાં સ્પષ્ટ બોધન મળે છે. હિંદી કવિઓએ પણ બહુધા એમજ લયમેળ છંદો વાપરેલા છે. એટલે રૂપમેળ રચનાનો પાયો રાખીને તેને લયમેળ કીધેલી છે. "કાવ્યદોહન," ભાગ ૧ લો, પૃષ્ઠ ૫૪૪ પર કાલિદાસના "પ્રહ્‌લાદાખ્યાન"માં એવો જ પ્રતનબંધ યા લયબંધ છંદ વાપરેલો છે, તેમાં તાલવાળી જગ્યાએ ગુરુશ્રુતિ મૂકેલી છે અને બીજી શ્રુતિઓ દેખાવે લઘુ કે ગુરુ હોય તેને અણ-તાલવાળી ગણીને એમ જ રાખેલી છે. જે શ્રુતિ પર ભાર નહીં મૂકીએ તેને લઘુજ ગણવાની છે. એનું જ નામ લયમેળ. આ વિચારણાની સ્પષ્ટતામાં સંસ્કૃત શાસ્ત્રીઓએ સંસ્કૃત રચનાવિધિનો ભાર પોતાના મગજ પરથી ઉતારી નાખવાનો છે. તેમ કરશે તો જ તેઓ આ લયમેળને બરાબર સમજી શકશે.

આ ધ્વનિતમાં પણ એમ જ લયમેળ વપરાયેલો છેઃ ઉદાહરણમાં આ પુસ્તકમાંનું પહેલું જ ધ્વનિત લઈએ:

તારી સા | થે હું આ | જ મુખો | મુખ વા | ત કરું,

મારી અં | ત ર પો | થી ઉઘા | ડીને તા | રી કને.

કવિઓ અને વાંચકો જોશે કે આમાં પાંચ સંધિઓ—Feet—છે, અને દરેક સંધિમાં ત્રણ શ્રુતિઓ છે, અને શબ્દો એવી રીતે ગોઠવાયેલા છે કે દરેક સંધિની ત્રીજી શ્રુતિ પર જ મુખ્ય તાલ આવે છે. એ તાલવાળી બધી શ્રુતિઓ ગુરુ—Long—છે. બાકીની શ્રુતિઓ ગુરુ કે લઘુ છે, પણ તે તે શ્રુતિઓ પર તાલ રાખેલો નહીં હોવાથી તેને લઘુ યા અસ્વરિત—Unstresed—ગણવાની છે. રચનામાં એટલું જ જોવાનું છે કે ભાષામાંના શબ્દમાં જે શ્રુતિ પર મુખ્ય સ્વરભાર તેને બોલતાં આવતો હોય તે જ શ્રુતિ ઉપલા સંધિની ત્રીજી શ્રુતિને ઠેકાણે

મૂકવી જોઈએ. બાકીની શ્રુતિઓને અસ્વરિત ગણીને તે માટે કશી શંકાકુશંકા કરવી નહીં. છંદોરચનામાં આ વિધિથી કવિને ખરી "અમીરી છૂટ" મળે છે, અને ભાષામાંના ઘણી ગુરુશ્રુતિવાળા શબ્દોનો વિવેકથી ને રચનાચાતુર્યથી તેમાં નિર્વાહ થઈ શકે છે.

અંગ્રેજીમાં જેમ લીટીના પ્રથમ સંધિમાં બહુધા તેમ જ વચમાંના કોઈ સંધિમાં સ્વરભારનું પરિવર્તન બીજી શ્રુતિ પરથી પહેલી શ્રુતિ પર પણ કહીં કહીં અમીરી છૂટ તરફિ લાવી શકાય છે, તેમ અહીં આ ધ્વનિતમાં પણ થઈ શકે છે, પણ એવું આ લયબિંદુનું પરિવર્તન એક જ લીટીમાં બે સંધિથી વિશેષ સંધિમાં ન હોવું જોઈએ, કે તેથી લયનો પાયો જ બદલાઈ જાય. આવી છૂટવાળા અને ભાષામાંના લગભગ તમામ શબ્દોને પોતામાં સમાવી શકતા આ "મહાછંદ" ની રચનામાં શબ્દોની તોડફોડ, ભાષા પરના કમી કાબુને લીધે, જ, ય કે એવા શ્રુતિઓના ખાડા પૂરીને ઠૂચા મારતા શબ્દોની પણ કાંઈ અગત્ય રહેતી નથી. વળી ગદ્યનો સીધો અન્વય પણ જૂજ જાજ ફેરફારથી માત્ર ભાવદર્શનના બિંદુને એટલે અવધારણને સાચવીને રાખી શકાય છે. "નંદનિકા" માંનાં સેંકડો ધ્વનિતો સરળતાથી વાંચતાં આ સર્વ વિધાનની ખાતરી વાંચકોને તથા મારા કવિબંધુ-ઓને તેમ જ વિવેચકોને જરૂર થશે. કવિતાની કળાના સિદ્ધહસ્ત કવિને આવા અમીરી છૂટવાળા ને ભાષાના શબ્દોના સ્વાભાવિક ઉચ્ચાર જાળવી રાખતા છંદમાં સોનેટના ખાસ પ્રાસાનુપ્રાસ, તેના અષ્ટક ને ષટ્ક વિભાગો, વગેરે રચનાકળાના ચાતુર્ય માટે તો કશી હરકત નડતી નથી. માત્ર અણઘડ સુથાર જ પોતાનાં ઓજારો સાથે લડે છે, અને પોતાની અશક્તિ ઢાંકવા ખોટા સિદ્ધાંતો ઊભા કરવાનાં ફાંફાં મારે છે. ગુજરાતના કેટલાક કવિઓ તેમ જ વિવેચકો અનુભવથી અને વિશેષ અભ્યાસથી આ સત્ય હવે પામી શક્યા છે, અને મારી શ્રદ્ધા છે કે કવિતાના વિષયમાં કેટલીક વ્યક્તિઓનાં ઊંધાં, એકાંગી કે

સ્વાર્થી શિક્ષણથી જે અરાજકતા વર્ષોથી પ્રવર્તતી આવી છે, તે હવે ધીરે ધીરે કમી થતી જાય છે, અને આત્મપ્રકાશ થતાં સૌ કવિઓ તેમજ વિવેચકો જે સનાતન સત્ય છે, તે તરફ જ વળશે. સમય કોઇની રાખરખાવટ રાખતો નથી.

એક બીજી વાત. ધ્વનિતનું સાચું ગુજરાતી સ્વરૂપ મેં મારાં વ્યાખ્યાનોમાં બતાવ્યા પછી ગુજરાતના કેટલાક આગળ પડતા તેમ જ નવીન ઊગતા કવિઓએ એ રચનામાં સોનેટ લખવા માંડ્યાં છે, તે મોટે ભાગે ઠીક છે, છતાં તેમાં શબ્દોના પ્રયત્નો કેટલેક ઠેકાણે બરાબર જળવાયેલા નથી. વળી એક કવિએ આ રચનાને "ધ્વનિત"નું અપાયેલું ને પ્રચારમાં આવેલું નામ છોડી દઇને તેને બીજું નામ આપવાનું સાહસ કીધું છે, તે યુક્ત નથી. વળી સોનેટને માટે યુરોપમાં પ્રાસની જે ખાસ વિધિ ચારસેં વર્ષે પ્રમાણ થઈ ચૂકી છે, તે પણ ફેરવવાનું સાહસ તેણે કીધું છે, એટલે વળી પાછી પેલી અરાજકતા લાવવાનો ગુણ તો ગુજરાતી કવિઓ છોડતા જ નથી! કળાનાં સિદ્ધ રૂપોમાં હાથ ઘાલી તેને નવીનતાના મોહમાં વિકૃત કરવા જવું તે તો કળાને જ ઘા કરવા બરાબર છે. છંદોનાં નવાં રૂપો બનાવવાને માટે કવિને બહોળું ક્ષેત્ર મળેલું છે, પણ જે આખા રૂપને જે નામાભિધાનથી ઓળખવામાં આવે તે રૂપનાં અંગોને કોઈથી ફેરવી શકાય નહીં. તેમ કરતાં તે રૂપ જુદું જ બને. આપણા કવિઓ કળાની આ ઝીણવટ સમજે તો અરાજકતા પ્રવર્તે જ નહીં. આ સોનેટના સિદ્ધરૂપ ધ્વનિતમાં સૌ કોઈ પોતાની પ્રતિભા ચમકાવી નામના મેળવી શકે છે. અસ્તુ!

અરદેશર ફરામજી ખબરદાર

# મુખોમુખ

( ધ્વનિત )

તારી સાથે હું આજ મુખોમુખ વાત કરું
મારી અંતરપોથી ઉઘાડીને તારી કને—
ન ઉઘાડું હું તોય કે જાણ તો સર્વ તને,
જ્યાં પળેપળ હું તુજથી ભર્યો શ્વાસ ભરું;

તેં નિભાવ્યું આ જીવન મારું મહા કપરું,
તારી વીજે બતાવ્યો સુપંથ અઘોર વને;
તને શોધી ધર્યો કર તારો, નિભાવ મને!
મારા નાથ! તને છોડી હું નહીં પાછો ફરું.

મને આવડે ના ધરતાં તારી અંગુલિ શું?
ત્યારે તું જ ધરી રાખ હાથ આ મારો હવે!
હું શું ચાલી શકું તારી સાથે ન દૂર લગી?

તો હું ત્યાં ચઢી બેસીશ તારે ખભે હળવે,—
તારાં ગુંજન ઝીલી ત્યાં સાગરશંખલીશું
નાથ! ગાતો હું યે તારે કંઠ રહું વળગી!

૨

# સપડામણી

કૈંક યુગથી આપણા ખેલ આ ચાલી રહ્યા :
મને વાટમાં મૂકી તું ક્યાંક અદૃશ્ય થતો ;
બૂમ પાડું, બોલાવું, છતાં તું ન થાય છતો ;
તને ખોળું પદે પદે જ્યાં તારા પાદ વળ્યા ;

તેં તો માર્ગે છુપામણાંના તારે કાજ ચહ્યા,
અને પૃથ્વીનું હાસ્યનિશાન થયો હું હતો ;
તને પૃથ્વીમાં શોધતો વ્યોમની પાર જતો,
પણ તું ન મળ્યો એ વિચાર ગયા ન સહ્યા.

સંતાકૂકડી હું યે રમ્યો બાળકોશું ઘણા,
પણ તું સમ પક્કો મેં કોઈ ન અન્ય દીઠો :
મારી પીઠની પાછળ તું રહ્યો એવો સદા

કે હું જ્યાં ફરું ત્યાં પામું ભાસ જ ઓળાતણા :
મારાં દુઃખમાં લાગ્યો શિરે કર તારો મીઠો,
મારા નાથ ! હવે તે મેં ઝાલ્યો ન છોડું કદા !

૩

# હાર ને ગજરો

આજે તો સુણો લે મારાં ગીત આ સ્નેહરસ્યાં,
એના સૂર શા ઊડી રહ્યા તારા આભ તળે !
એના શબ્દનો હાર ઝુલાવતો તારે ગળે
રહું જોઈ મુખે તારે હાસ્ય કશાં વિકસ્યાં ;

મારા અંતરમાં એ યુગોયુગથી છે વસ્યાં,
આજે તારી કને તારાં તેજથકી જ ઝળે ;
આ આનંદ ભરે ઊભરે મારાં ધન્ય પળે
તેનાં આંસુ તેં તારા જ તાપથકી છે કસ્યાં.

તારો સ્નેહ અસીમ હતો તો તેં આંસુ દીધાં :
તું વિના નથી કોઈનો એ અધિકાર ખરો !
મારી આંખોના ક્ષાર ધોવાઈ તે સ્વચ્છ થઈ,

જંતુવીંધી છિપે કેવાં મોતી અમોલ કીધાં !
મારાં ગીતના હારશું આંસુના યે ગજરો,
મારા નાથ ! આનંદ ભરું તારે હાથ દઈ !

૪

## જીવનશ્રેષ્ઠ

પ્રભુ ! તું જ ખરો વ્હાલમોત્તમ વિશ્વતણો,
કેવા ઉમળકે બધું વિશ્વ વધાવે તને :
આવી તોરણ ટાંગે ઉષા હસતા વદને,
સંધ્યા મોજડીથી દીપવે તારા શ્રીચરણો,

હાડી હેરી સુગંધિત ઢોળે તને વીંઝણો,
કુસુમોથી વધાવતી પૃથ્વી તને સદને,
અને થાળમાં મૂકીને શંકુ ભર્યું રતને
રજની જાય વારી તને ભરી હર્ષ ઘણો.

બધું વિશ્વ વધાવે તને એમ અંતરથી,
નિજ જીવનશ્રેષ્ઠ બધું તારે પાયે ધરે ;
જગજીવન માટે જ જીવન સૌ વિકસે :

મારા નાથ ! આ ગીત હું ગાઈ રહ્યો ઘરથી
ઉભરાવતો જીવન મારું અનેક સ્વરે,
તારે પાય હું તે જ ધરું ભરી શ્રેષ્ઠ રસે !

૫

# સર્જન

તારા નિઃસીમ પ્રેમતણી કવિતા કરવા
દિન એક હું બેઠો જઈ શાંત સિંધુતટે,
તહીં સિંધુની મોતીગૂંથી છૂટી ઊર્મિલટે
તારી અંગુલિ મેં ફરતી દીઠી હૂલવવા :

નવમોતીઓ વેરતી ઊર્મિને ઝૂલવવા
તારો આનંદ બિંદુએ બિંદુએ ત્યાં પ્રગટે,
અને સિંધુ જ આખો બધે ઊંચકાઈ રટે
તારા મૌનતણા પડઘા અહીં ઘૂમવવા !

કવિતા કરવાતણી વાત ભુલાઈ ગઈ :
અણુએ અણુએ હું તને જ ત્યાં જોઈ રહ્યો !
મારી આંખથી જોતો તું તારા જ સર્જનને,

સુણતો તારું મૌન તું મારા જ કર્ણ લઈ,
અને આનંદ આનંદ અંદર બ્હાર વહ્યો
તારું કાવ્ય ને સર્જન જ્યાં ભરતું મનને !

૬

# વિશ્વંભર

પ્રભુ! તેં તારાં દર્શન દીધાં કદી ન પૂરાં,
તારો કોઈ આજીવન ભક્ત તે પામ્યો નહીં:
કંઈ લાખ રૂપે વસી તું રહ્યો વિશ્વમહીં,
પણ ના અમ જીવનસ્વપ્ન ફળ્યાં મધુરાં;

તને ગાઈ રહ્યાં અમે સૌ સગુરાં નગુરાં:
આવ્યાં ઢૂંકડે જ્યાં કરી સાધના કષ્ટ સહી,
તારી અંગુલિઓ પૂઠે આવી લે આંખ ગ્રહી,
પૂઠે જોતાં તું ન્હોય, ને સાધ્યાં રહે અધૂરાં!

વિભુ! આ તારું વિશ્વ જ શું નથી તારે રૂપે?
તારી સાથે પળેપળ એમ જ વાત કરું;
તારે અંતર સર્વ ને સર્વને અંતર તું,

પછી વિશ્વથી ભિન્ન પડી ક્યાં કો ધૂપ ધૂપે?
મીંચું આંખ તો ત્યાં તારું હૃન્મય રૂપ ધરું,
ખોલું આંખ તો વિશ્વમાં છે જ વિશ્વંભર તું!

કથન

૭

# મુક્તિ કે બંધન

જગત્યાગમાં હું તો નહીં મારી મુક્તિ ગણું,
જગત્યાગની સાથે તો તારો જ ત્યાગ થતો :
ભલે તું જગમાં નહીં થાય કદાપિ છતો,
પણ તું વિણ ક્યાંયે રહે નહીં એક કણું ;

કરું દર્શન જ્યાં તારા વિશ્વની લીલાતણું,
ઉરે ત્યાં એવો મુક્તિનો આનંદ ઊઘડતો,
કે એ આનંદનાં લાખો બંધનમાં પડતો
નહીં યાચું કદી જગત્યાગતણું શરણું.

મારા ત્યાગનો આશ્રમ છે મારો દેહ જ આ,
તેમાં બેસી હું તારા આ વિશ્વનો યોગ કરું ;
લાખો દીપથી ધૂપતો આ તારા મંદિરમાં

ભજનોથી બધું ભરી દે મારો સ્નેહ જ આ ;
તારી સાથે રસાનંદમાં જ્યાં હું મુક્ત ફરું,
પ્રભુ ! કેમ ગણું હું છું ત્યાં કોઈ જંજીરમાં ?

૮

# વિશ્વનો મેળો

તારા વિશ્વનો મેળો આ કેવો તેં ભવ્ય ભર્યો!
તારાં બાળક માટે ન તેં કશી રાખી કમી;
તું તો એવો રહ્યો દૂરદર્શી અને ઇલ્મી
કે કો માણી શકે તો ત્યાં આનંદ માણે નર્યો:

અનંતતત્વગૂંથ્યો કેવો ચંદરવો તેં ધર્યો,
તારાચકીશું ઘૂમી રહી ઋતુઓ શી રમી,
ઉષાસંધ્યાની રાવટી શી ક્રીડાગાર સમી,
રવિચંદ્રશા ફુક્કા ઉડાવી શો ખેલ કર્યો!

મેઘ, વીજળી, વાયુ ને વારિ શાં મુક્ત રમે!
એને જોઈએ તે મનવાંછિત સૌ મળતું:
મારા નાથ! પિતા! તું ક્યાં દૂર છુપાયો હશે—

અમને કોણ આપે બધું અમને જે ગમે?
અમે માગિયે કૈંક ને પામિયે કૈં ભલતું:
તું વિના આવા મેળાનો ફેરો શું વ્યર્થ જશે?

કથન

૯

## સંજ્ઞા

અહો નાથ! બધે તારી સંજ્ઞાઓ ગૂઢ પડી
દશ દિશ વિષે, જનમાં, વનમાં, નભમાં;
કોક છાય હું જોઈ પડું તક દુર્લભમાં
પણ ના મુજ ભ્રષ્ટ કરે શકું તે પકડી;

તારી જ્યોતિ ઝગારી રહી રવિની સગડી,
તારો શ્વાસ ભળી વહે ભૂમિના સૌરભમાં,
તારું સ્નેહલ સત્ત્વ ઝળે સહુ વલ્લભમાં
તો જ ચાલી ગૂંથાતી આ જીવનસાંકળડી.

બહુરંગભરી કસબી ગૂંથી ઝાલર ત્યાં
જોયાં માયા સમાં મ્હોતાં મેં નભે વાદળને,
તેમાં અદ્‌ભુત વસ્ત્ર મેં તારાં ભળ્યાં વરત્યાં,

તેની કોમળ કલીઓ નીચે ચિમાતા દીઠા
ચરણો તારા સ્હેજ, ને ધન્ય કહી પળને
ઊંચે જોઉં તને જોવા—ક્યાં છે તું નાથ મીઠા?

૧૦

# મહાનૌકા

તારા વિશ્વતણી મહાનૌકા દીઠી સરતી
અનંતત્વના સિંધુમાં તારા સુકાન તળે;
તેનાં તૂતક રમ્ય અગણ્ય અખંડ ઝળે,
લાગે સૌ તરતાં પણ નૌકા ખરી તરતી;

દઢ ચાલતી બંદર બંદર તે કરતી
નાખે સોનલ લંગર ત્યાં પળવાર જળે;
કૈંક માલ ઉતારી ફરી નિજ માર્ગ પળે,
ત્યાં તો બાજુથી લાખ કૈં હીરાકણી ખરતી!

એક તૂતકે બેઠા હું જોઉં તો બીજાં ફરે,
બધાં લાગે વિભિન્ન છતાં એક નૌકાતણાં;
પાસે નૌકાપતિ ઊભો તોય તે જાણું નહીં,

સદ હું જ ચઢાવું ઉતારું ત્યાં મારા કરે:
મારા નાથ! ઉખાણાં મેં નૌકાનાં છોડ્યાં ઘણાં,
પણ જોઈ ના તારી જ ઓરડી આવી કહીં!

૧૧

## નવજીવન

પીળી પાનખરે બધાં પાન ખરે ભૂમિએ
અને વૃક્ષ મુંઝાય બની સૂકાં હાડ સમાં,
બધી લીલા વિહોણાં થતાં દિસે તે વસમાં
ને અગમ્ય કો ભાવથકી અમે યે ઝૂમીએ;

બધે શુષ્ક મેદાનો ને ખેતરોમાં ઘૂમીએ
પણ સર્વ દિસે ડૂબતું ઊંડા ધુમ્મસમાં,
જ્યાં સુધી પ્રકૃતિ ન ઊઠે ફરી ઓજસમાં
નવસૌંદર્ય ધારી વસંતતણી ચૂમીએ.

પ્રભુ! એમ જ તું સહુને નવજીવન દે:
મુજ જીભથી જીરણ શબ્દ બધા ખરતાં
નવગાનસૂરો તહીં ફૂટી ઊઠી ઉરથી

નવું ઓજસ, ઊર્મિ નવી, નવું ચેતન દે,
અને આભ બધાં ઊઘડી ત્યાંથી ઊતરતાં
આંજે આશ્ચર્યપૂર્ણ સૌંદર્ય નવાં નૂરથી!

૧૨

# લાભાલાભ

મારે ત્યાં આવી રહેવા મેં, નાથ! બોલાવ્યો તને,
ત્યારે તું નહીં આવ્યો ને ફર કૈં બોલ્યો હસી:
તારે ઘેર હું આવું તો, બાપુ, જશે તું ફસી,
એક પૂઠે બીજું જશે ચાલી ત્યાં જોતાં મને!—

તોય આગ્રહથી તને લાવ્યો હું જ્યાં સદને,
ત્યાં ખરેખર એક પછી એક ચાલ્યું ખસી;
તારી મ્હેર કે કહેર રહ્યો મુજપે વરસી
કે ગયું બધું ચાલી જે મોંઘું ગણ્યું જીવને?

તારી દૃષ્ટિના તાપમાં સર્વ સુકાઈ ગયું,
કે ત્યાં સ્પષ્ટ થયું રૂપ સૌનું એ દર્પણમાં?
મારી આંખનાં અંજન એમ તેં ધોઈ દીધાં,

કહ્યું તેં હતું તેમજ આ ઘર ખાલી થયું:
મારા નાથ! લીધું ઘર મારું તેં તર્પણમાં,
પણ મેં તુજશું તારાં સાતેય સ્વર્ગ લીધાં!

## ૧૩

# સિતારિયો

હું તો રંક સિતારિયો, નાથ! હું શું બજવું?
મને આવડે રાગ ન મોટા આલાપભર્યા,
મારે અંતર સાદા ને મીઠા જે સ્હેજ ઠર્યા
તે જ આ મારી નાની સિતારીમાં હું ગજવું;

નહીં હીન કો રીતથી મારાં ગીતો લજવું,
ભલે તાર સિતારીના નીચે રહે ઊતર્યા;
તારાં કીર્તનના સૂર જે મનમાં ઊભર્યા
તે જ ગાઈ બજાવીને હું ભજને ઊજવું.

ભલે મારી આ રંક સિતારી ફૂટે કે તૂટે,
ભલે ગીત યે મારાં બજાવ્યા વિનાનાં રહે,
ભલે કંઠ યે મારો તે ગાવા અશક્ય બને,

મારે ઉર જે તારી સિતારીના સૂર ઊઠે
ને પળેપળ જે મારું અંતર ગાવા ચ્હે,
નાથ! કોણ કદી તેને ભૂંસી શકે જીવને?

૧૪

# પગથી

મારી પાસે હતું જ શું કે આપું હું તુજને ?
પદવી, કુલ, વિદ્યા કે લક્ષ્મી કશું ન હતું;
ગાવા ગીત મળ્યું મને બાળવયે અછતું
તે જ તારી કને ઊભો રાખી શક્યું મુજને;

બધી યોગક્રિયા જપજાપ અને પૂજને
તારો અંતરતાગ કો પામી નહીં શકતું,
મારું ગીત મને લઈને તહીં ઊંડે જતું
એકતાર કરે તારી સાથે મને કૂજને.

તારે દ્વાર સુધી મારે આવવાની પગથી
એક પાછળ એક એ મારાં ગીતે જ કીધી;
ગમે તે ગાયું મેં પણ તે તારે દ્વાર મને

લઈ આખર આવ્યું શાં ધીરભર્યાં ડગથી :
મારાં આંસુની આર્દ્રતા જે મારાં ગીતે દીધી,
મારા નાથ! હું ધન્ય બનું આપી તે જ તને!

૧૫

# ઊર્મિગુંજન

પ્રભુ! હું મારાં ગીત આ બેસીને ગુંજ્યા કરું,
સમજે યા નહીં સમજે જન કો તે ભલે;
એવાં ગીત ગવાઈ રહ્યાં જે અનેક સ્થલે
નહીં સૌ સમજી શકે તેનું અમી નીતરું;

ગાય સિંધુ શું ગાન તે લક્ષશે કોણ ખરું?
કોણ જાણે શું પંખીડાં ગુંજતાં વૃક્ષદલે?
અને માતમુખે ઝીણાં હાલરડાં નીકળે,
સમજી શકતું શું તે બાળક કાજગરું?

મારી અંતરઊર્મિ ઊઠે એવી સિંધુ સમી,
તારે પાય સદા લહેરાતી વેરાતી પડે;
એનાં દુધિયાં મોતી વેરાય તે તારાથકી,

ભલે ફીણ ગણી કો જુએ નહીં એની ગમે;
મારા નાથ! છે જીવન મારું તો એ જ વડે,
ન ગણે ખડકો તેથી ઊર્મિ શું રહે અટકી?

## ૧૬

# આતમપંખી

મારું આતમપંખી હશે આવ્યું ક્યાંથી ઊડી
ને કયા કયા વૃક્ષની ડાળે એ બેઠું રશે?
અહીં આવીને બેઠું ને ક્યાં અહીંથી ઊડશે
એની ગાઈ બજાવતું નાનકડી પિપૂડી?

એના જીવનની બસ છે એટલી જ મૂડી,
નહીં તે એના અંતરથી કદી છૂટી થશે;
ઘડી ડાળે આ બેસીને ગાતું એ ઊડી જશે,
ને જશે સાથે સ્થાન એ નીરવતામાં બૂડી.

એને ઊડવા ઊંડું અનંત આકાશ મળ્યું,
એને પાંખની જોડ મળી એને અંગ જડી;
નહીં ધામ ધરા, નહીં સાથી સંબંધી કશું—

એક ગીત એ ગાઈ જશે ફરી દૂર પળ્યું:
મારા નાથ! શું વૃક્ષે વૃક્ષે ગાવી એક કડી,
ગીત પૂરું થશે ત્યારે તું હું શું સાથ થશું?

૧૭

# મૂલ્ય

કોણ ખોલે સરોજનું અંતર સૂર્ય વિના ?
કોણ ચંદ્ર વિના ઉછળાવશે સાગરને ?
કોણ મેઘ વિના છલકાવે સરોવરને ?
કોણ ભક્ત વિના ગુણ પારખે જાહ્નવીના ?

કોણ માણે ઉલ્લાસ તરુ વિણ માધવીના ?
કોણ સ્વપ્ન વિના નવી સૃષ્ટિ દે નીંદરને ?
કોણ જ્યોતિ વિના ઝળકાવશે ગૌહરને ?
કોણ જાણે રસજ્ઞ વિના ગોભરા કવિના ?

છીપમાં પડી મોતી અમોલ અજાણ રહે,
તેનું મૂલ્ય ખરું કો ઝવેરી જ મૂલવશે :
મારા નાથ ! જે ગીત તું ગુંજતો દેવો કને

તેના સૂર ખર્યા મુજ અંતરછીપ ગ્રહે,
એનાં મોતી હવે કોણ કર્ણમાં ઝૂલવશે ?
નહીં ઝૂલવે તોય શું મોતી અમોતી બને ?

૧૮

# સાદ

મને કોણ બોલાવી રહ્યું આવી સંધ્યા વિષે,
કોનો સાદ મીઠો આવે ઊંડેથી આ સ્થળમાં ?
કોઈ પાડતું વીજલપંથ આ વાદળમાં
હાક મારી રહ્યું મારા આત્માને કોક મિષે :

સૂસવાટ કરી વાયુ આવતા દિનનિશે
તેની વાત સુણે તરુપાન ધરાતળમાં,
નહીં તેમાં સુણું એવો સાદ હું કો પળમાં,
મને તો સૂનકાર જ લાગતો સર્વ દિશે.

મારા નાથ ! હું જે સુણવા રહ્યો થોભી હજી,
મારા કર્ણને જે થકી બ્હારથી બંધ કીધા,
જેના ઢાળને જાણવા સૂરના સમકને

કૈંક રીતે વગાડ્યું મેં ઢાળ નવા સરજી,
તેના આ પડઘા પડી શું મારે ઉર સીધા
તારેતાર ખરા સૂર છેડી બતાવે મને ?

૧૯

# ગવૈયો

મારી જીવનવાંસળીને લઈ તું ફરતો
ગમે ત્યારે વગાડી ઘડીક તે બાજુ મૂક;
તને ભાવે તું ત્યારે નવાનવા સૂર ફૂંકે
તેમાં વીંધ કળાથી નવાંનવાં કોતરતો;

તારી અંગુલિના અમીસ્પર્શથકી ભરતો
તારો આનંદ ત્યાં લહરી નહીં એક ચૂકે:
ફૂટે ફૂલ નવાં અને તારા નવા ઝબૂકે—
ફૂંક્યો જાય તું, ને રસ એનો રહે ઝરતો.

મારી વાંસળી આ હું યે છેડી રહ્યો ગીતથી,
પણ આવે હજી તેમાં બેસૂરા સૂર ઘણા—
પ્રભુ! જ્યારે તેં તારો ગવૈયો જ કીધો મને,

ત્યારે તારી કળાનું રહસ્ય તું દે પ્રીતથી!
એવા અદ્‌ભુત સૂર ઊઠે મારી બંસીતણા
કે હું આનંદમાં ભીંજવું જગને ને તને!

૨૦

# તારું ગાન

તારું ગાન અલૌકિક વિશ્વને બાંધી રહ્યું,
એના સૂર રહ્યા પ્રસરી બધાં સર્જનમાં;
એનો એક જ સૂર ઉતારવા જીવનમાં
નિજ નિજ રીતે સહુએ દિલ સાથ ચહ્યું;

નભે તારાસિતારાનું ઘૂમતું ગાન વહ્યું,
રહ્યો મેઘ ગાજી એના ગાનના ગર્જનમાં,
નદી ને ઝરણાં ય વહ્યાં સૂરનર્તનમાં,
અને માનવે એનું વિશેષ રહસ્ય ગ્રહ્યું.

પ્રભુ! સૌ કવિઓ સાથે ગુંજવા હું ય મથું,
પણ સૂર સરી સરી જાય ત્યાં કંઠ થકી:
તારા ગાનના શબ્દ ને સૂર વિભિન્ન ઝીલી

મથીએ અમે ગુંજવા તાણી ગળું અમથું:
ભલે ગાન અધૂરું રહે, જીવન રહે ન ટકી—
તારી સાથે જ ગાઈને રાખીએ સૃષ્ટિ લીલી!

## ૨૧

# અધૂરું ગીત

કૈંક સૂર ઊઠયા મારા અંતરમાં મધુરા
જ્યારે સૂર કે ગાનની જાણતો હું ન કળા;
એક ગીત મેં ગાયું ત્યાં સૂર ચૂંટી ઊજળા,
પણ લોકે કહ્યું મહીં કોક હતા બસૂરા;

કરવા ગીત સુંદર હું કરું યત્ન પૂરા,
કંઈ ફેરવી ફેરવી સૂર ભરું સઘળા,
ગાઉં રોજ હું સૂર પૂરી નવલા નવલા,
પણ લોક કહે હજી કૈંક રહ્યા અધૂરા.

પ્રભુ! આ મારા ગીતને કેમ હું પૂરું કરું?
નહીં સૂર ખરા પકડાય હજી ઉરથી;
તારા ગાનના સૂરનું સમેક ભિન્ન હશે,

કે ન તે ઊતરી શકતું મારે કંઠ નરું?
ભરશે તારે ધામ એ કંઠ ખરા સૂરથી
ત્યારે ગીત આ મારું, હો નાથ! ત્યાં પૂરું થશે!

૨૨

# રસપારખુ

તારા અમૃતકુંડની કલ્પના કૈંક કરી
મેં તો ચાહ્યું ભરી લેવા કુંભ આ મારો મહીં;
નહીં કુંડ મળ્યો પણ વિશ્વક્રીડામાં જહીં
તેના છાંટા બે આવી પડ્યા મારે હોઠે ઠરી,

મારો અંતરકુંભ રહ્યો રસથી ઊભરી,
મારી જીવનવાડી બનાવી પ્રફુલ્લ તહીં;
કૈંક પુષ્પ ઊગ્યાં ને હજી ઊગતાં જ રહી
તારા અમૃતની ભારે સાખ સુવાસ ધરી.

ભલે માણેક દેખીને મગ્ન બને જણ કો,
એને તારા અમીરસની ગમ હોય કશી?
રસહીણા કરે રસની બહુ વાત જગે,

કલમે નિજ મારે કિતાબ પરે ઠણુકો;
પણ સિંહ ડરે તહીં બાહુક જાય ધસી—
જગ સાથ એ ચાલ્યુ તો, નાથ! તને ય ઠગે!

૨૩

# વિરોધમાં વિકાસ

તારું વિશ્વ આ આગે ને આગે જતું ધસતું,
એનો રોધ ન કોઈ કદી અટકાવી શકે;
બધું કાળ અને અવકાશતણી સડકે
પડ્યું ત્યારથી તે નિજ શક્તિ રહે કસતું;

આગે ને આગે એમ જતું સદા વિકસતું,
એના પંથમાં કો અવરોધ નહીં ખટકે;
પછડાતું ઘસાતું ભીંસાતું એ ના અટકે
નિજ જીવનશક્તિમાં નિત્ય રહી લસતું.

ઋતુએ ઋતુએ એનાં દર્શન ભિન્ન મળે,
કૈંક છોડતું જાય ને જોડતું કૈંક નવું,
આવે કૈં અવતાર નવા જીવને જીવને,—

પ્રભુ! ક્યાં તારી સાખ નથી તારા આભતળે?
હું યે લાખ વિરોધોમાં આ મારાં ગીત કવું—
ફૂટે ફૂલ નવાં નવાં શાં કવને કવને!

૨૪

# સ્નેહકડી

મને લોક કહે શાને આ બકવાદ કરે,
તારો નાથ જ છે ક્યાં કે તે તને સાંભળશે ?
તું હજારો કડી તારાં ગીતની સાંકળશે
પણ તે ગળે ધારવા આભ નહીં ઊતરે !—

ભલે, નાથ ! તને સમજે નહીં લોક ખરે,
પણ લોક કહ્યે નહીં સિંધુ શું ઊછળશે ?
તેની ઊર્મિ ઊડી શું ન ગર્જનથી ઢળશે ?
જાણે લોક શું ઉર એ કેવું ભરે ઊભરે !

ગગને ગગડે ઘન શું ન ઉરે ઝબકી ?
નદી ને ઝરણાં કલનાદ કરે નહીં શું ?
ખોલે કંઠ શું પંખી નહીં વનવૃક્ષ ચડી ?

દિનરાત રહ્યું મારું અંતર જે ધબકી
તે જ ગાતું નહીં મારે મુક્ત મુખે અહીં શું ?
નાથ ! લોક શું જાણે આ આપણી સ્નેહકડી ?

૨૫

# અનુસરણ

તારો એક જ દીપ તું ટાંગે ઉષાગગને
અને સામે આ પૃથ્વીને તે અજવાળી મૂકે,
રજનીનભમાં લાખો દીપ ઝૂલી ઝબૂકે
તોય ઊંડો અંધાર રહે વળગી સહુને;

તારા એક જ અદ્‌ભુત ઓમતણા વચને
જાગ્યું બ્રહ્મ ને ખીલતું તે એ જ શબ્દ ફૂંકે,
મારા લાખો આ શબ્દ ઉડાવું હું દૂર ઢૂંકે
પણ પાડે પ્રકાશ ન તે મારા આ કવને.

નાથ! તારી મહત્તાને ક્હોંચીએ કેમ અમે,
અમ મંડૂકફાળ તે કેટલી દૂર જશે?
તારી શક્તિને જોઈ તે લેવા વૃથા મથીએ,

પણ કૂદી દડો અમ પાછો ધરા વિરમે:
અમ ગીત શું રાત્રિનાં દીવડાં જેવાં હશે?
ભલે, નાથ! અમે એને તારા સમાં કથીએ!

૨૬

# અશ્રાવ્ય ગીત

તારા ગીતને શોધવા જીવન આખું મથ્યો,
કે તે રાખું ઉતારી હું કંઠ ને અંતરમાં;
ઘૂમ્યો ક્યાં ક્યાં હું જાગ્રતિમાં અને નીંદરમાં,
ઊંડા સંગીતસાગરને પણ મેં પ્રમથ્યો;

ધરણી નભ સિંધુના સૂરનો મેળ ગ્રથ્યો
પણ કોઈ ન તાગ મળ્યો મને આખરમાં;
તારું ગીત સુણ્યું હશે કોણે ચરાચરમાં?
એનો ઢાળ સદા અમથી રહે શું અકથ્યો?

તારા ગીતના સૂરને પામું હું કેમ કરી?
મારા અંતરનો સૂરમેળ શું ભિન્ન હશે?
અમ સપ્તકના બધા સૂરને એક સૂરે

ગ્રથતાં પણ તારો ન એક શકાય ધરી:
મારાં ગીત સુણી આવાં તું નહીં તૃપ્ત થશે,
પણ નાથ! એ તારાં જ ગીત છે ગાયાં ઉરે!

૨૭

# ઔષધ

પ્રકૃતિતણાં તત્ત્વોનાં અદ્દભુત મિશ્રણથી
કીધા ઘાટ અગણ્ય તેં ચેતનને ખીલવા;
પણ બીજથી ઘાટ એ માંડતા જ્યાં પીલવા,
પ્રકૃતિતણા દોષ ત્યાં જાગતા તે ક્ષણથી;

ઊઠે પ્રાણીમાં રોગ એ દેહના દૂષણથી
તેને ઔષધથી જાય પ્રાણી બધાં છીલવા;
નિજ દેહનું પૂર્ણ આરોગ્ય ફરી ઝીલવા
સહુ યોજે ઉપાય બહુવિધ રક્ષણથી.

મારા વૈદ્યોએ ઔષધ આપ્યાં અનેક મને,
પણ ના મુજ દેહ–આરોગ્ય હું પામ્યો કદા;
ભાંગું ભાંગું થતો રહ્યો દેહ આ મારો ટકી

તેની બુટ્ટી મળી મુજને મારાં આ કવને;
નાથ! ગીત જ છે મારું ઔષધ સાચું સદા,
મારા દેહ ને આતમા નિભે એ જ ગીત થકી!

૨૮

# સંતત વર્ષા

ઋતુ પાકની આવે છતાં મેઘ આવે નહીં,
તો આ ભૂમિએ આવે દુકાળતણાં પગલાં;
જળહીણો નભે ખાલી મેઘ ભરે ડગલાં,
તો કરે કોણ તૃપ્ત આ ભૂમિ ભીંજાવી અહીં?

તારી વીજતણા તેને ભાલા ભોંકાય જહીં,
ધગડી ઊડતાં તેનાં અંગ તહીં સઘળાં;
પછી તૂટી પડે તેનાં ઊડી જતાં બગલાં,
ને આનંદ આનંદ થતો બધી ભૂમિમહીં.

મારા દેહની ભૂમિ તેં, નાથ! શું ભિન્ન ધડી?
ઋતુ પાકની મારી શું જીવન આખું બને?
તારા ભાલા સદા મારે દેહ ભોંકાઈ રહ્યા,

મારી આંખે શી આ વરસી રહી આંસુઝડી?
મારાં ગીતનો પાક ઉગાડવા શું તું મને
મારે, નાથ! આ સંતત વર્ષાના ઘા અસહ્યા?

## ૨૯

# અમર લીલા

કોણ ગાશે અહીં મધુરાં તારાં ગીત હવે?
કોણ વિશ્વને શબ્દહિંડોળમાં ઝૂલવશે?
કોણ પીડિત હૈયાં રસે ભરી હૂલવશે?
કોણ સૃષ્ટિ નવી રચશે ઉર રૂપ નવે?

કોણ ગૂંથશે આંસુના હાર નવીન ભવે?
કોણ દૈવના નિર્દય ઘાવને ભૂલવશે?
કોણ તારા વિશુદ્ધિપ્રહારને મૂલવશે
રાખી શ્રદ્ધા અખંડિત તારા દયાપ્રણવે?

હું શું ચાલી જઈશ સદાલીલી સૃષ્ટિથકી?
મારાં ગીતની સૃષ્ટિ શું રહેશે ન લીલી અહીં?
તારા તારા સમાં મારાં ગીત ભલે ન ઝળે,

તેના સૂર કો બંધુઓ મારા જશે ઊંચકી,
તેને વાવી ફરી, મારા નાથ! આ સૃષ્ટિમહીં
નવાં ગીતનો હાર ઝુલાવશે તારે ગળે!

૩૦

# વસંત

મારે અંતર આવી વસંત પ્રફુલ્લ ફરી,
કેવી લીલા આ ચોગમ ઝૂલી રહી સઘળે!
પાને પાને લળે નવસુંદરતા ઢગલે,
તારા નામથી શી રહી અદ્ભુતતા ઊભરી!

આવ્યાં ક્યાં ક્યાંથી કલ્પનાપંખી નવાં ઊતરી
ગાવા ગીત આ તારાં ફરી ડગલે ડગલે!
નવયૌવન આવ્યું વસંતતણે પગલે
અને ફૂલે ફૂલે રહી માધુરી તારી ઝરી!

ડાળે ડાળે ઝૂલી રહી મંજરી મોતી સમી,
તારી મ્હેર જ ખીલી રહી જાણે ચાંદરણી!
મારો આતમકોકિલ ઊડે ટહૂકી રહ્યો—

ઝીલે તું પડઘા તેના શું નહીં તારી ગમી?
નાથ! તારી વસંત ને તારી જ આ ધરણી,
તારું આપ્યું જ આપી શો તારો ગવૈયો થયો!

## ૩૧

# પ્રતિજ્ઞાપાલન

મારી ઓરડીમાં છાનો આવી તું બેસી ગયો
સુણવા મુજથી મારી રોજની સ્નેહકથા;
જતા મારા વિચાર ક્હાંક ઊડી અમથા
તેને પૂરવા હું મારે ગીત અશક્ત થયો:

જરાવાર મુંઝાતો ઉરે હું અબોલ રહ્યો,
તું યે જોઈ રહ્યો મારી વ્યાકુલતા ને વ્યથા;
મારે બોલવું ને તારે સુણવું—એ જ પ્રથા
પડી ત્યાં મારે માટે હતો બીજો માર્ગ કયો?

હું ન બોલું કશું અને તું રખે જાય ઊડી,
અહા! કેમ ખમાય એ નિર્બલતા મુજથી?—
જેમ દૂરથી આવીને માળામાં પંખી ધસે,

તેમ પાછી વિચાર ને ભાવની વૃષ્ટિ વૂઠી;
સૂર્ય આવે ત્યાં બીજું ર્‌હેવાય ન અંબુજથી:
નાથ! અંતે મેં ગાયું તે કાં સુણતો તું હસે?

૩૨

# પાક

મારા અંતરમાં રહ્યો ગીતનો પાક ઝૂલી,
કણુસે કણુસે લચે મોતીતણું ઝૂમખું;
મારા માલિકને ચરણે મૂકવા તલખું,
એને આંગણુ એ ચઢતાં હું રહીશ ફૂલી;

મારા પાકને લ્હેરતો જોઈ કો ર્‌હેશે ડૂલી
કે કો કહેશે એને ખાલી ઘાસતણું તણખું;
પણ હું જેને આપવા એ ઉરમાં લરખું,
નહીં તે લણવા તેનું ખેતર જાય ભૂલી.

મારું અંતર ને તારું ખેતર એક રહ્યું,
તારાં એકનાં બીજ ઊગીને અનેક થયાં;
મારા નાથ! તેં સીંચી સુધા તારી મ્હેર ભરી,

તો એ દાણે દાણે કેવું મોતીનું આબ લહ્યું!
તારાં બીજ ને દાણા એ તારા—છે મારાં ક્યાં?
લાવી પાક ભરું તારા આંગણુમાં ઊતરી?

૩૩

# ગૂંચવણ

હું આ રોજ ગૂંથું મારા સ્નેહભર્યાં ધ્વનિતો
મારી જીવનસિદ્ધ કળા બહુ રીત કસી;
તારા નામતણા નિકષે જોયું ઉર ધસી,
જોઈ તેમાં વળી મારી વાણીની લાજ્જતો;

રાતે સ્વપ્ન વિષે યે ગૂંથું મારાં આત્મગીતો,
બધાં આંખ સમીપ રહે ત્યારે તે વિલસી;
પણ જાય પ્રભાતે કહીં સ્મરણેથી ખસી,
અને તું કેવાં વેરતો ત્યાં હશે મૂક સ્મિતો!

બહુ વેળ ગૂંથ્યાં ધ્વનિતો જે મેં સ્વપ્ન વિષે,
તે મેં જોયાં લીધાં ઝડપી આવી કોઈ કરે;
કોનો હાથ છે જોવા તે આંખ હું ઊંચી કરું,

ત્યાં દિસે નહીં કોઈ ને સ્વપ્ન ઊડે નિમિષે:
નાથ! આત્મગૂંથ્યાં ગીત સ્વપ્ને તું આવી હરે,
મારાં સ્નેહગૂંથ્યાં ગીત દેવા હું ક્યાં વિચરું?

૩૪

# ગીતનો તારો

'હજી ગીત આ તારાં શું તેં નથી પૂરાં કીધાં?
બેસી ક્યાં સુધી હું તારી વાટ તે જોયા કરું?'
પ્રભુ! તારી એ હાક સુણી ઊંચે દૃષ્ટિ ધરું,
પણ જો, હજી કોઈએ ના અમી એનાં પીધાં;

તારાં ગીતનાં જે સૂરાલેખન તેં છે દીધાં
તેના તેજને હું મારાં ગીતમાં કેમ ભરું?
તારાં ગીતના તારા બન્યા તેમ હું ચીતરું
પણ ના તેવાં તેજ હજી મારાં ગીતે લીધાં.

ગાઉં ગાઉં ને સૂર આ મારા પડે અધૂરા,
તારા સૂર ઉતારું ઉતારું ને જાઉં ભૂલી,
આવે સૂર તો તેમાં ઝલે ન કો લાગે ચઢી:

પ્રભુ! તું જ બતાવ એ સૂર હવે મધુરા,
પછી એક જ ગીત હું એવું કૈં ગાઉં હૂલી
કે તું તારો કરી તેને રાખજે આભ મઢી!

૩૫

# રેડિયો

દૂર દૂર અન્યોન્ય સંપર્કતણી રટના
જગે માનવજાતે યુગોયુગ કૈંક કીધા;
પ્હેલે ચિત્ર ને લેખનની પામી મુખ્ય વિધિ
રચી પત્ર ટપાલ ને તારતણી ઘટના;

પછી ફોડી કૈં ભેદ આકાશતણા પટના
એની બુદ્ધિના વેગે દસે દિશ વીંધા દાધા;
અનુગુણુ કળે એણે પૃથ્વીને બાંધી લીધી
અને યંત્ર કીધાં અનુરૂપ સુરાવટનાં.

કેવો રેડિયો અદ્દભુત માનવે એમ રચ્યો!
ભરી પૃથ્વીનાં ગીત ને વાત સુણે પળમાં;
પણ હો મારા નાથ! આ ગુપ્ત સંવાદ મચ્યો

અહીં તારી ને મારી વચ્ચે ખરા પ્રેમતણો,
કોણ રેડિયો તેને ઉતારી શકે કળમાં—
એવો આપણો રેડિયો અદ્દભુત લાખગણો!

૩૬

# મધપૂડો

તારા વિશ્વ વિષે મારી કલ્પના ઘૂમી વળી
ઠામેઠામ ખીલી રહ્યાં સુંદર ફૂલ ચૂસે ;
ઘડી વ્યોમની વાટિકામાં અણદીઠી ઘૂસે
ને પતંગ સમી ચૂસે વાદળપુષ્પ લળી ;

ઘડી જાય ઉષાને કે સંધ્યાને તીર પળી
અમી ચૂસી લઈ તેનું પાટસૌંદર્ય ભૂંસે ;
નહીં જાણે કો શું ભર્યું એની છૂપી મજૂસે,
પણ જાણું હું રાખે ન એ કોરી એક કળી !

મારી કલ્પનાઆંખ જુએ તે ન અન્ય જુએ,
ફૂલેફૂલ આ વિશ્વનાં ચૂસવા એ ન ચૂકે ;
એણે કૂપ તળાવ નહીં પણ સિંધુ ભર્યો,

ઉભરાય લૂંટાય છતાં તે ન કાંઈ ખૂએ ;
નભના મધપૂડામાં તું મધમાખ મૂકે,
નાથ ! જો મેં યે શો મારો આ મધપૂડો કર્યો !

૩૭

# જાળ ને જાળું

તારા ગાનની જાળમાં કોક અજાણ પળે
મારું અંતર સ્નેહફૂલું સપડાઈ ગયું,
ગીતલુબ્ધ બની મહીં ગુપ્ત ગૂંથાઈ ગયું,
નહીં જાણ્યું ન છૂટી શકે ત્યાંથી કોઈ કળે;

એક ગાંઠ ત્યાં છૂટી ન છૂટી કે બીજી વળે,
અંગેઅંગ બધું એમ ત્યાં ગૂંચવાઈ ગયું;
થાકી થાકીને તેનાથી અંતે રડાઈ ગયું;—
તારા ગાનના બંદીને ક્યાં ફરી મુક્તિ મળે!

હવે તો એ જ જાળમાં જાળ ગૂંથાવી રહી:
એના ગાંઠમાં ગાંઠ હું યે કેવા મારું હવે!
મારું અંતર જાણે કરોળિયાકેરી કલા,

તારેતારથી જાળું ભરી તેની જાળ મહીં
તારા ગાનને એવું ઘડીભર તે ઝૂલવે
કે તું બોલી પડે, પ્રભુ! 'ક્યાંથી આ ઝાલી બલા!'

૩૮

# નિત્યનવીન

તારી પાસે આ વિશ્વે વિભૂષિત રોજ જવું
નિજ અંગે નવા નવા કૈં શણગાર સજી;
બધું જીર્ણ પ્રયોજનનષ્ટ નિરર્થ તજી
ઝીલવા સુરતા નવી રોજ તૈયાર થવું;

જૂના પાત્રમાં તું મધ નાખે નવું ને નવું
તેને આરોગતા એ રહે નિજ ભાગ ભજી,
તારી બંસી રહે ત્યાં નવે નવે સૂર બજી,
અને હું પણ રોજ ને રોજ નવું જ કવું.

બધું વિશ્વ અનેક નવીન રૂપે વધતું,
એની ડાળે સદા નવસુંદરતા રહે લચી;
મારા શબ્દ રહે તેના તે જ ભલે કવવા,

મારે અંતર નિત્યનવીન ભરે મધ તું:
મારા નાથ! આ રોજ નવાં નવાં ગીત રચી
કેવો નિત્યનવીન રહું તને રીઝવવા!

૩૯

# અમરતાની ઝંખના

મારી પાછળ આ જગમાં મારું કંક રહે
એવી ઇચ્છા રહે સહુ પ્રાણીતણાં ઉરમાં,
બધું જાય વહ્યું આ જગત્ ક્ષણભંગુરમાં
તહીં મૂકી જવા નિજનું કશું સર્વ ચહે;

નિજ જાતિ ઉગાડીને જીવન સર્વ વહે,
નૂરથી નૂર જાગી રહે ઝળતું નૂરમાં;
બધું ખીલતું જે રહ્યું મૂળથી અંકુરમાં
તે જ પાછું એ અંકુરથી નવું બીજ ગ્રહે.

મારાં ગીત યે મારી પૂઠે તને નિત્ય સ્મરે
એવાં મૂકી જવા ચાહું તેને હું શ્રેષ્ઠ ઘડી;
તારાં ગીતતણાં પ્રતિબિંબ અખંડ લળી

કેવાં છે ઝળતાં રહ્યાં સંતત આભસરે!
મારાં ગીતતણાં પ્રતિબિંબ યે એવાં પડી,
નાથ! કોઈ રસજ્ઞ ઉરે શું ન રહેશે ઝળી?

૪૦

# છેલ્લું જ ગીત

મને આવશે તારું આમંત્રણ તેડી જવા,
મારું ગીત આ છેલ્લું જ હું લઉં ગાઈ હવે:
રોજ રોજ હું સૌને કહું એમ દીન રવે,
અને બેસું બીજે દિને ગીત નવું રચવા;

મને લોક હસે અને માંડે તું યે હસવા,
આ તો રોજ વિદાય લે ને પાછો રોજ કરે!
મારી આંખથી ગીતનાં આંસુ તું કાજ સ્રવે,
અને તું એમ રાચે શો રોજ મને ઠગવા!

રોજ સૂર્ય આ જાઉં કરી સાંજે ચાલી જતો,
પણ પાછો બીજે દિન ઉગી શું તે ન ઝળે!
કોણ જાણે એ કાલ ફરી ઊગશે કે નહીં,

ઊગશે તોય હું શું ન થાઉં હતો-ન-હતો!
એક રોજ મને તો તને એક ગીત મળે,
મારા નાથ! બીજું ઊગે શું મારા કંઠમહીં!

૪૧

# વાંસળી

તેં ગવાડ્યું મને બધું તેમ હું ગાઈ ગયો,
મારાં કંઠ અને રસના તારાં યંત્ર હતાં;
વનવાંસ સમો તારે હાથ નિમિત્ત થતાં,
મારા નાથ! હું તો તારી વાંસળી જેવો થયો;

મારો સૂર હશે પણ શ્વાસ તો તારો રહ્યો,
તારો અર્થ ભર્યો મહીં તેં મારા શબ્દ છતાં;
તારી અંગુલિએ મારાં વીંધ દબાઈ જતાં
મારી પોકળતાએ શો દિવ્ય પ્રલાપ ગ્રહ્યો!

આ સૌ ગીત છે મારાં જ એમ હું કેમ કહું?
તારી ફૂંક વિના એક સૂર યે ના ખીલતો:
નાથ! કેમ ધરી રાખું તારું મીઠું મુખડું—

તું વજાડી મને બાજુ મૂકે તે કેમ સહું?
તારા સૂરને હું ઉરમાં ઝીલતો ઝીલતો
બની ટૂકડા ત્યાં તારા હાથ મહીં જ પડું!

૪૨

# ગ્રામોફોન

પ્રકૃતિતણી યંત્રશાળામાં તૈયાર કરી
તારા સૂર બજાવવા યંત્ર તેં આપ્યું મને;
એની થાળીએ કોતર્યા સૂર કલાગ્રથને,
જાણે ભાગ્ય કે છઠ્ઠીના લેખ દીધા ચીતરી;

તારી કૂંચીથી ચાલી બજાવે એ સૂર ભરી,
નહીં જાણે જગે કોઈ એ તારા ઇલિમને;
તરડાયું ઘસાયું મેં રાખ્યું મહા જતને,
સૂર તારા છતાં જાણે ગાયા તે મેં ઉચરી.

થાળીવાજું એ મારું હવે બહુ જીર્ણ થયું,
કળ ઢીલી પડી તે ન કોઈ ચઢાવી શકે;
મેં તો ગીત બજાવ્યાં સૌ તારાં દીધાં જ અહીં:

મારા નાથ! હજી કંઈ ગાવું છે બાકી રહ્યું?
છોડી યંત્ર એ તારી કને, મધુરી હલકે
ગાતો મારું હું એક જ ગાન શું આવું નહીં?

૪૩

# મારાં ગીત

મારાં સાદાં ને સીધાં ને સૂધાં મેં ગીત રચ્યાં
જેવાં તે સૌ મળ્યાં મુજને તારા મંદિરથી;
નહીં સોનેરી સાંકળીથી કશી જંજીરથી
કિંવા રત્નમઢ્યાં ભૂષણે તેનાં અંગ ખચ્યાં;

નિજ નિર્મળ ધૂનમાં એ રહે નિત્ય મચ્યાં,
એમાં પૂરે સુધા તારી સ્વર્ગીય ભાગીરથી;
આવ્યાં જુદાં જુદાં પણ એક જ શ્રીતીરથી,—
પ્રભુ! તારી જ મ્હેરે એ સૌ ફળફૂલે લચ્યાં.

મારા અંતરને મળ્યું સત્ય તે ગીતે કહ્યું,
તારું સત્ય સંભારતાં મારો સૌ ગર્વ ગળે;
એવાં ગીતને યે વચમાં હવે શેં ધરવાં?

મારા નાથ! એ તો મારું અંતર છે દલવ્યું;
હવે ગીતશો સાદો ને સીધો હું આવું ભલે,—
તને ભેટવા આવું ત્યાં એ ય દિસે વરવાં!

૪૪

# શતમુખ ગીત

મહાપર્વતમાં હિમ એકઠું ખૂબ થયું,
બન્યો ભાર અસહ્ય ને નીચે તે ચાલ્યું સરી;
લઈ વારિ પવિત્ર એ ગંગાનદી ઊતરી,
દૂર સાગરને મળવા એણે ઉર ચહ્યું;

કરતું કલનાદ જતું જળગીત વહ્યું,
જતાં સાગર પાસે તે એવું રહ્યું ઊભરી,
અણમાયું ઉરે ગીત ત્યાં મુખ સો સો કરી
ગંગા ગાઈ રહી, ને તે સાગરે સ્નેહે લહ્યું.

મારા પ્રેમતણું મહાગીત રચાયું ઉરે
તારે દ્વારે તે ગાવા હું નીકળ્યો સાહસમાં;
એના સૂર સમાયા રહ્યા નહીં કોઈ રીતે

તે આ સેંકડો ગીતમાં સેંકડે સૂર સ્ફુરે:
મારાં કેમ કરું મુખ સો સો તે ગંગા સમાં?
નાથ! લે તું સમાવી મને મારાં સો સો ગીતે!

## ૪૫

# વિકલ્પ

તારા સૂરશું સૂર મિલાવવા કોઇ રીતે
ગીત ઉપર ગીત નવાં હું ગાતો જ ગયો,
પણ જાણું ન તારો હશે ખરો સૂર કયો
અને તોય હું રાચી રહું કોક મારાં ગીતે;

તારું ગાન ગવાઇ રહ્યું જગની પછીતે,
તેનો મેઘે ને સિંધુએ કો ભણકાર લહ્યો;—
મારાં ગીતનો શું પડઘો હજી ત્યાં ન થયો
જ્યાં તું જોઈ રહ્યો હશે આ મારા યત્ન સ્મિતે?

મારા સૂર ખરા છે કે ખોટા તે તું ન વદે,
પણ લાગી આ ધૂન ઉરે તે કદી ન મટે;
તારા મૌનમાં હું મારાં વ્હાલુડાં ગીત ભરું,

ચહું એક જ સૂર ભળે તારાં મૌનપદે:
નાથ! જો તારાં ગીતને સૂર ન મારો ઘટે,
તારા મૌનને અર્પણ હું મારાં ગીત કરું?

૪૬

# મૌન

લાખો વર્ષ થયાં તને માનવ પૂછયા કરે,
પણ આજ સુધી નહીં ઉત્તર એક મળ્યો;
એના લાખ સંદેહ વિશેથી ન એક ટળ્યો,
તું તો એક અખંડ સદા તારું મૌન ધરે;

તારા જ્યોતિ સદા તને ખોળતા આભ ફરે,
અહીં સિંધુ પળેપળ પૂછતો રહે ઊછળ્યો;
પણ તારે મુખે એક શબ્દ યે ના નીકળ્યો,
અને આ અમ જીભ તો ના પળ એક ઠરે.

પ્રભુ! કોણ કહે તું કદી પણ બોલ્યો નથી?
તું જો બોલ્યો ન હોત તો વિશ્વ આ કયાંથી થતે?
તારા શબ્દમાંથી જ ફૂટી અમે શબ્દ થયા,

હવે બોલી બોલી રહીએ તારું મૌન કથી;
શબ્દબ્રહ્મ તું ધારી રહ્યો તારા મૌન વતે,
અને શબ્દથી આ ભ્રમ સર્વ અમારા રહ્યા!

૪૭

# અનેકાર્થ

કેવા કેવા સૌ અર્થ કરે તારા સર્જનના,
કેવી કેવી ચલાવે છે કલ્પના વિશ્વથકી!
કિલસૂફીના સાગરમાં ભરતા ડૂબકી
લાવે પોથા ભરી નિજ અદ્‌ભુત દર્શનના;

તારો શબ્દ છે એક ને અર્થના વર્દ્ધનના
અનેકાનેક ભાવ રહ્યા ન કદી અટકી;
નિજ ગાગરમાં તારા સાગરને પટકી
એ શા મર્મ બતાવશે ત્યાં દધિમંથનના!

પ્રભુ! ભાગ્ય જ એવું છે સર્જનહારતણું:
એના સર્જનમાં અણધાર્યા કૈં અર્થ ફૂટે;
કવિના પણ સર્જનને મળે એ જ સગન,

એને સર્જનલીલા કહું કે અભાગ્ય ગણું?
તારો શબ્દ ઊડ્યો ત્યાંથી અર્થ સૌ ફૂટ ફૂટે,—
હવે તો, પ્રભુ! છે બધી મૌન વિષે જ મજા!

૪૮

# મૌનની વાણી

બોલી બોલીને બોલું શું, બોલતાં બોલ ખૂટે !
ઉરભાવ અસંખ્ય ને વાણી સસીમ સદા :
જરા બોલતામાં જીભે આવી પડે પડદા,
ઉર ઇચ્છતું એક ને જીભ બીજું જ ફૂટે ;

મારી બુદ્ધિ કળાથી નવા નવા શબ્દ ઘૂંટે,
તોય ના તારા પ્રેમની ખૂબી વદાય કદા ;
ખૂટી જાય બધા મુજ શબ્દ ને આવરદા,
મુજ વાણી વિચાર ને કંઠ—બધાં જ તૂટે.

મારા ભાવ વિમાન સમા ઊંચળે ધસતા,
પણ શબ્દ પૂંઠે અચકાતા સશંક વધે ;
તારા મૌનની વાણીકળા રાખી તેં જ કને,—

સાધ્ય મૌન શું શબ્દની અંતિમ તાદૃશતા ?
મારું વાણીઇન્દ્રિય મને લજવાવે બધે,
તારા મૌનની વાણી જ શીખવ, નાથ ! મને !

૪૯

# અનંત અંતર

મારા અંતરની બધી વાત હું કેમ કહું ?
નહીં આ મારા શબ્દ કદી બધું વ્યક્ત કરે ;
લાખો ઊર્મિ ઊડ્યા કરે સાગરઉર પરે
પણ તીરે તો આવતી થોડી જ જોઈ રહું :

પાનેપાન ઉઘાડીને વૃક્ષનાં હાથ ગ્રહું
પણ ના રસ વૃક્ષનો ત્યાંથી બધો નીતરે ;
રહ્યું હૈયે હજાર ને હોઠે તો ચાર સરે,
ઉરનું ઉરમાં રહી જાય જે કહેવા ચહું.

હોય ફૂલ તો તોડીને આપું હું, નાથ ! તને,
કદી હોય તળાવ તો તે પણ ખાલી કરું ;
મારા મુઠ્ઠી સરખા ઉરમાં અનંતત્વ ભર્યું

તે શું રેડી શકાય આ પૃથ્વીના શબ્દ કને ?
મારા નાથ ! અબોલ જ એ મારું હૈયું ધરું ;
સમજી લે અબોલ બધું જે ગો તે જ ભર્યું !

૫૦

# વાણીની અશકયતા

લાખો શબ્દોથી મેં મારાં ગીતોની સૃષ્ટિ રચી,
પણ હું ન કહી શકયો જે મારે કહેવું હતું;
ગાઉં ગાઉં છતાં હર ગીત અધૂરું જતું,
આવે અર્થ ન પૂરો ને શબ્દ જ રહેતા ખચી;

રહેતી અંતરે ભાવની ખૂબ ધમાલ મચી,
પણ ગીતમાં અંતર પૂર્ણ થતું ન છતું;
હું તો પ્રેમી સમો ગાઈ દેતો કે સાંચવું,
ભલે લોકને લાગે શી ગીતની સૂમો લચી!

નાથ! આપ્યું મને તેં આ અંતર સાગરશું,
ઊછળી ઊછળી પછડાય તે પૃથ્વીતીરે;
ઘૂઘવી ઘૂઘવી દિનરાત એ ગાતો રહે,

પણ કહેવું કદી સૌ કહી શકયો આખર શું?
મારા નાથ! એ સિંધુ ભર્યો જે અમાપ નીરે,
બધું તે આવે ઊપર તો ધરા કેમ સહે?

૫૧

# કવિનું બાળપણ

તારો બાળક હું જાણે પંખીડા જેવો ઊડું
અથવા કરું ખેલ કે આંગણ તારે રમી;
મને જાળ ન નાખતાં આવડે માછી સમી,
કે ન મોતીડાં લેવા હું સિંધુમાં ઊંડે બૂડું;

હીરા માટે ન ખાણ હું કોલસા કેરી ઢૂંઢું,
લાખો મેળવવા રહું વ્હાણોમાં હું ન ભમી:
મારાં કોડી લખોટા પતંગમાં છે શું કમી
કે હું ખેડવા ચાહું રણો તજી ફૂલકૂંડું?

મારાં હીરા ને મોતી છે શબ્દ આ નૂરભર્યા,
તારા તારા જ છે મારાં કોડી લખોટા સહુ,
મારી કલ્પનાને હું પતંગ સમી ચગવું,

તેના દોરે ઉતારું હું નાદ ઊંડા વીખર્યા—
મારી દોલત, હો મારા નાથ! છે એ જ બહુ,
બેસી લક્કડઘોડે હું આવી તને જગવું!

૫૨

# લક્કડઘોડો

જ્યારે લક્કડઘોડા પરે બાળ બેસી ફરે
એની ચાબુકને ફટકાવતો પૂંઠે ફૂદી,
એના અશ્વને હીંહીં બોલાવતો પાય ખૂંદી
ખરેખાત ઉરે ઘોડેસ્વારીની મોજ ભરે;

દોડે છાતરંક કે રવાલની ચાલ ધરે,
કદી દોડતાં એ નિજ ગૂંદણુ નાખે કૂંદી,
એની બાળકળાને બતાવે એ જુદીજુદી
જાણે કો કળાબાજ સવાર છે અશ્વ પરે!

તારી સૃષ્ટિ સમી મારી સૃષ્ટિને યે રચવા
હું યે કલ્પનાના મારા તેજીની પીઠે ચડું,
બધું વાણીમેદાન હું કૂદતો ખૂંદી વળું
તુજશું બની સર્જક મોટો જગે મચવા!
મારા નાથ! કદી હું આ ઘોડેથી તૂટી પડું,
તો તો હું તારાં હાસ્ય ને ચુંબન બન્ને રળું!

૫૩

# બાળકની બોલી

મારા શબ્દોમાં અર્થ નથી એમ કોક કહે,
મારી વાણી વિષે રસ કો ન દિસે ઉજળા,
કોઈને રચનામાં ન મારી જણાય કળા,
વળી કોઈ વૃથા પુનરુક્તિની પીડ સહે;

રોતી સૂરતને મારું નિર્મળ હાસ્ય દહે,
ભડક્યા લાગે કોકને શબ્દતણા ઢગલા;
સરસાં કથને માણે ના ધ્વનિ કો નવલા,
મનમાં ગમે તોય કો આડું જ કહેવા ચહે.

મારા નાથ! આ સાગર તારો શું રહે ગરજી?
તારા વાયુ શું ગાઈ રહ્યા હશે વૃક્ષ કને?
તારા તારા રહ્યા ચીતરી વ્યોમે કેવી કથા?

તારાં બાળ શી સૃષ્ટિ રહ્યાં રમતે સરજી?—
તારું બાળ હું ગાઈને એવું સુણાવું તને,
સમજે તું એ, નાથ! પછી મને શેની વ્યથા!

એલન

૫૪

# દિવાળીનાં ખિલોણાં

આજે આવી દીવાળી અમારી આનંદપ્રદા,
મારે દ્વાર હું સાંજરે તારી પ્રતીક્ષા કરું;
મારાં ભાંડુશું હું રમવા પણ ના નીસરું—
રમવું ય શું જૂનાં ખિલોણાંની સાથ સદા?

બહુ માસ તપાવીને આવી દીવાળી જદા,
તારાં બાળક માટે તું લાવશે કૈંક, ખરું?
રંગરંગભર્યાં મારાં સ્વપ્નમાં હું વિહરું
કેવાં દેશે ખિલોણાં તું આવશે પર્વે તદા!

તું આ રંગબેરંગી પિછોડીમાં લાવ્યા ભરી
કૈંક બિંદડી તે ખોળી ખોળી હું જોઉં મહીં:
નાનામોટા લખોટા ને ઘૂઘરા રોજ સમા—

બાપુ! આજે તું ઢોલ જ કેમ ગયો વીસરી?
ત્યારે આપ મને એવું યંત્રવિમાન અહીં
કે હું ઊંચા ને ખેલ્યા કરું તારા ઓજસમાં!

૫૫

# બાળકનાં સપનાં

તારા બાળને મોકલ્યો તેં જગમાં રળવા
તારા સ્વર્ગને કાજ અપાર્થિવ વસ્તુ ઘણી;
ચોળી આંખોમાં સૂર્યપ્રકાશ ને ચાંદરણી,
સાથે રાત્રિનું અંજન દીધું તેં ત્યાં ભળવા:

ખણી લાવજે પુણ્યનો રોપ અહીં ફળવા,
મઢવા વળી તારાશું હૈયાની હીરાકણી;
ખુશબોભર સ્વર્ણની આણજે માળા વણી,
વળી અશ્રુછિપે પાક્યાં મોતી શિરે ઝળવા!

તારો બાળ તો રેતીમાં મ્હેલ ઉઠાવ્યે રહ્યો,
છિપલાં ઘૂમીઘૂમીને એણે તો ભેગાં કીધાં,
વીણ્યાં ફૂલોથી ઝાકળમોતી ગણી ખપનાં,

એણે ધૂળમટોડીમાં સ્વર્ણસુવાસ લહ્યો:
મારા નાથ! તું જોઈ રહ્યો શું આ એનાં દીધાં?
પણ બાપુ! એ તો બધાં બાળકનાં સપનાં!

## ૫૬

# સ્વપ્નાંનો વેપારી

હું તો બાળપણે કૈંક સ્વપ્ન ગૂંથ્યા કરતો
સાતે સિંધુઓ ખેડીને મોટો વેપારી થવા:
ભરવા તારા આભ થકી રંગેરંગ નવા
મારી હોડીને દૂર દિગંતે હું લાંગરતો:

એક વર્ષાદિને શેરીનીકમાં ઊતરતો
નીકળ્યો મારી કાગળહોડીમાં બેસી જવા,
નીકથી નદી ને સાતે સિંધુઓમાં ઘૂમવા
લાગ્યો હું મારી ચાલી સમૃદ્ધિ મહીં ભરતો!

શું શું મેં ભર્યું હોડીમાં તે નહિ કો'ને કહું:
હું તો અદ્‌ભુત બંદરો કેરો વેપારી થયો!
ફરું પાછો હું હોડી ખીચોખીચ મારી ભરી,

તને અદ્‌ભુત માલ બતાવવા જ્યાં હું ચહું,
મારી હોડી વળી ઊંધી ને—હસી તું શું રહ્યો?
મારા નાથ! શું એ મારો માલ મળે ન ફરી?

૫૭

# બાળકનું સ્વર્ગ

તારા બાળનું હાસ્ય જો લાગે તને મધુરું,
તો દિસે તેનાં આંસુ તને મધુરાં ન કમી;
તેના બોલ તને ઝરતા જાણે લાગે અમી,
તો નથી તેનું મૌન ગે અમૃતથી અધૂરું :

તેની નિર્બળતામાં હશે અસહાય પુરું,
તો નથી તેની હાકમીમાં તે કમી જુલમી;
રમતો એના જીવનના પ્રતિકાવ્ય સમી,
તોય લાગે ન ગુંજન એનું તને બસૂરું.

હશે સ્વર્ગતણા પ્રતિકાવ્યશી આ ધરણી
કે ત્યાં બાળકને તું રમાડતો ઢીંગલીથી ?
તેનાં સ્વર્ગનાં સ્વપ્નને પોષતો ધીરે ધીરે

તેને ઊંચે ચઢાવે તું સ્વર્ગની નીસરણી :
ભલે હું રમ્યો એમ કૈં કોડી ને શંખલીથી,
તોય, નાથ ! જો હું ચઢી આવ્યો આ સીડીશિરે !

૫૮

# બાળકળી કે કાળકળી?

હતી ફૂટતી જ્યારે આ જીવન કેરી કળી
ત્યારે સૂંઘવા ચૂંટવા વિશ્વ બધું મથતું,
હવે ઝૂમતું જીવનફૂલ ન કો ગ્રથતું
જ્યારે શુષ્ક પડી તેની પાંદડીઓ કથળી;

ગાલે લાલી ઉષાની પડી હતી ત્યાં કુમળી
ત્યારે તેનું માધુર્ય અલૌકિક સૌ કથતું,
હવે પ્રાણ બચાવવા વાયુશું એ બથતું
ત્યાં તો તાતા બપોરના તાપે રહે પ્રજળી.

ઉષા બાળકળીમાં જે ઊગતા રંગ ભરે
તે શું તાપે બળી પડે રાત્રિમાં કાળમિષે?
જેનું હાસ્ય હસાવતું પૃથ્વીનાં હૈયાં હીંચી

જતું તો પલટી રુદને ક્યમ રાત્રિસ્વરે?
મારા નાથ! એ જીવન કેમ ભરાય વિષે
જ્યાં તું અમૃતથી સદા જીવનમૂળ સીંચે?

## ૫૯

# બાળપ્રભાત

મારી નાનેરી આંખો બીડી કળીશી ઝૂમતી
તારા સ્પર્શથી બાળપ્રભાતે જતી ઊઘડી,
અને સુંદર કોક પતંગિયા પૂઠે પડી
મારી ચેતના કુંજગલીઓ વિષે ઘૂમતી;

વૃક્ષેવૃક્ષની ડાળ હતી ફળથી લૂમતી
પણ હું મારાં ખેલનમાં રહેતો રખડી;—
પાછો આવતાં અન્ય લીલાએ પગો અથડી
ને હવે રજની મારી આંખે વ્યથા ચૂમતી.

ક્યાં પ્રભાતની ને ક્યાં આ રાતની ભિન્ન કથા,
ક્યાં તે ચેતના, દૃષ્ટિ, નિર્દોષતા ચાલી ગઈ!
હવે લૂમતી ડાળ આ મારી જે ભાર તળે

મારાં કૃત્ય જ તે મને આપતાં શી શી વ્યથા!
મારા નાથ! રડી મારી આંખો આ ખાલી થઈ,—
ક્યારે બાળપ્રભાત મને તે ફરીથી મળે?

૬૦

# મૂંઝવણ

અમ બાળકમંડળ વિહરવા નદીએ
જતું હોડીમાં બેસીને કૂદતાં મોજાં પરે;
અને જાણતાં જાણે જતાં કો મહા સફરે.
અને બેઠક લેતાં મહીં કદીએ કદીએ;

અમે બેસતાં હોડી ધરી ડરતાં કદીએ,
કદી મારતાં બૂમ જ્યાં હોડી ઉછાળા ભરે;
તો ય આનંદદાયક એ હતી સ્હેલ ખરે,
હવે તે બધું વ્હાલથકી સ્મરતાં વદીએ.

ભવસિંધુએ નાવ ચઢી જુદાં ઘૂમ્યાં અમે,
કોઇ ડૂબ્યું તોફાને, કો લાભે સમૃદ્ધ થયું;
મારું વાયુઝિંકાયું આ નાવ જુએ તીરને,

મારો નાવિક ભોમિયો આવશે કોણ સમે?
નાથ! સામે જ તીર છતાં ડૂબવું શું રહ્યું,—
કે તું આવી બચાવશે વ્યગ્ર મુસાફિરને?

## ૬૧

# રજનીના ઓળા

રવિ અસ્ત થયો ને ગોવાળિયા પાછા ફર્યા,
ધણ આવતાં ઝાંખી થઇ ગામે ગોરજની :
સરતી ધીમે ધીમે ત્યાં વ્યોમના ગુંબજની
તળે આવતી રાત્રિ, અને તેના હીરાભર્યા

કાળા કેશ રહ્યા ચળકી બધે તેજે નર્યા,
ને જ્યાં બેઠી અઢેલી ત્યાં પશ્ચિમને રજની,
તેની સેંથીમાં ત્યાં દીઠા થાળમાં પંકજની
જેમ ચંદ્ર ને શુક્ર ગૂંથેલા સૌંદર્યવર્યા.

મેં તો જાણ્યું આ ચંદ્રની હોડીમાં બેસી જતો
મારા જેવો કો બાળ તે સંતાતા સૂર્ય પૂઠે
રજનીના અંધાર થકી ડરતો ઉરમાં

તારી ગોદમાં દોડી ભરાવા અધીર થતો :
સામે આવતી રાત્રિના ઓળા ક્રૈં એવા ઊઠે—
બાપુ! આવું તું પાસે ધસી તારા ગોપુરમાં!

૬૨

# પિતૃચુંબન

મારું નિર્મિત કાર્ય હું પૂરું કરું જગમાં
એવાં શક્તિ સંકલ્પ ને ધૈર્ય તું દે મુજને;
મારા જીવનઅંતે હું તુષ્ટ કરું તુજને
એવાં શ્રદ્ધા અને બળ આપ મને ડગમાં!

તારો પ્રેમપ્રકાશ અચૂક ભરી દૃગમાં
રહું સત્ય અને સદાચારતણા પૂજને;
મારે અંતર તારી જ ધૂન ભરી કૂજને
વધું આગળ આગળ હું તારા મારગમાં.

દુનિયા તો બની જાણે કોટડી કાજળની,
અણીશુદ્ધ ત્યાં રહેવું છે માનવને કપરું;
તારો હાથ ડગેડગ માગું હું ત્યાં ધરવા,

મારા નાથ! તને મારું હાક પળેપળની;
કરશે ખરડાયું શું આ તારું બાળ પરું,
ઊંચકી તેને વ્હાલે ન એક ચૂમી કરવા?

૬૩

# અલ્પ જીવન

તારાં ગીત જ ગાવા તેં જીવન આપ્યું મને,
તો આ જીવન કેમ તેં એટલું અલ્પ કીધું?
તારા તારા સિતારાને તેં જેવું દીર્ઘ દીધું
મહિમા તારો સંતત દીપવવા ગગને,

આપ્યું સાગરને જેવું ગાવા સદા રટને,
જેવું વાયુએ ગુંજવા તે તારું આપ્યું લીધું,
નાથ! એવું અમી નહીં મેં તારે હાથે પીધું
કે હું ગાઉં સદા તારાં ગીત એ સર્વ કને!

મારા જીવનની અવધિ ઊભી સામે ખડી,
અને મારે તો ગાવાં છે કોટિક ગીત હજી;
ગાઉં શું શું અને શું ન ગાઉં રહ્યા દિનમાં?

પણ જીવનસાંકળી તેં તારી કેવી ઘડી!
નાથ! તું નવજીવન આપે સદા સરજી
ગાવા ગીતો મને એ નવા નવા જીવનમાં!

૬૪

# જીવન કોકડું

પૃથ્વીમાતાએ આ તન મારું છે આપ્યું મને
પણ આત્મારૂપે હું તો છું તારા અંતરનો;
એ સંબંધ એ તારો ને મારો નિરંતરનો,
પણ જીવને જીવતાં તો રહેવું પૃથ્વી કને;

તારે ખેલવાને મારું જીવન ક્ષેત્ર બને,
અને મારે તો સ્હેવો છે ત્રાસ પટંતરનો;
તારી મારી વચ્ચે રાખી ભેદ દિગંતરનો
ચાહે દેહના મટ્ટી તો રાખવા દૂર તને.

શાને જીવનનું એવું કોકડું કૂટ રચ્યું
કે આ તારી ને પૃથ્વી વચ્ચે જનઉર ઝૂલે?
હશે નશ્વર નિર્બળ મટ્ટી એ આંસુભરી,

પણ એમાં જ દેહીનું ધારણ શું ન મચ્યું?
પિતા! પૃથ્વીને ખોળે ભલે ઘડી આત્મા ઝૂલે,
તું જ લેશે ઉપાડી તેને તારે હાથ ધરી!

૬૫

# જીવનની ગતિ

નહીં જીવનની ગતિ જીવનનેય જડે :
ખૂલી જીવન સાથ જ આ અમ વિશ્વકળી
રહે તે ખીલતી અણદીઠ અને અકળી
દસદિશ બધે નિજ અંતરશક્તિ વડે;

ચડે જીવનમાં ભરતી કિંવા ઓટ પડે,
બહુ ધારણા આંખ સમીપ રહે ઊકળી,
મોંઘાં આશભર્યાં ઉરસ્વપ્ન ઊડે કકળી—
એવું જીવન ઊછળતું પડી કાળદડે !

રહી જીવનની ગતિ વિશ્વપ્રવાહમહીં :
પ્રતિકૂળ કિંવા અનુકૂળ થતાં વહને
નિજ સાધ્યશું દૃષ્ટિ અચૂક પરોવી રહી

જીવને વધવું નિજ માર્ગે સદા મથને,
નાથ ! ત્યાં અસવાર બનું ઊર્મિકેશ ગ્રહી,
તોય શેં વહને ધકેલાઈ જતો પતને ?

૬૬

# વાદળ

ઊડી પૃથ્વીથી વાદળ ઊડતાં ઊંચે જઈ
પથરાઈ રહે નભમાં ઘેરી સર્વ દિશા,
અને પૃથ્વી જાણે મેં ચઢાવી આ ઘોર નિશા
ગુંગળાવી દીધું નભને બધું વીંટી લઈ;

પણ પૃથ્વી સ્વયં નિજને રહી છેહ દઈ
જોઈ તે નભતારા હસે મનમાં મુનિશા:
એવા દ્વેષ નહે નહીં આભને એ ભૂમિશા,
નભ ઘેરતાં પૃથ્વી પોતે જ ઘેરાઈ ગઈ!

અહા! દ્વેષ ઊંડે એવા માનવના મનમાં—
કેવા કેવા વિચાર કરે તને છેતરવા!
કેવા વાદળશા એ ઉડાડી રહ્યા ભ્રમને,

કેવા ઘોર અંધાર કરે નિજ જીવનમાં!
મારા નાથ! અમે કેવા ક્ષુદ્ર અને વરવા—
લાખો આંખથી તું કેવો જોઈ હસે અમને!

૬૭

# જીવનવાડી

મારા યૌવનમાં એક સ્વપ્ન ઊગ્યું હસતું
જાણે જીવનવાડી ત્યાં મેં દીઠી કો નવલી;
નાની નાનીશી કૂંળી સૌંદર્યતણી પગલી
મેં ત્યાં જોઈ, અને મન ત્યાંથી નહીં ખસતું;

એનાં ફૂલ નિહાળી બન્યું ઉર ઉલ્લસતું
અને વાગી રહી મહીં કો મધુરી મુરલી,
પછી મૂક્યા રૂપેરી ફૂલોતણી ત્યાં ઢગલી
અંતે લીધી મેં વાડી ને સૌંદર્ય વિકસતું.

પ્રભુ! માનવના ભવની એ છે નિત્યકથા,
સુખદુ:ખભરી હ્રદયે જેવી ચીતરી ત્યાં;
બધી વાડી વિલાય જ્યાં કાળઊના અનિલે

ત્યાં શું મારી કથા જગમાં વિરમે અન્યથા?
હતાં ફૂલ બે ચાર તે, નાથ! ગયાં ખરી ત્યાં,
હવે કાંટા જ માત્ર રહ્યા તે ભોંકાય દિલે!

૬૮

# વિશ્વવાડી

તારા શબ્દે જગાડી આ વિશ્વની વાડી ભલી,
અને એ હવે ખીલી રહી તારે સૂરે સૂરે ;
છવરાતી સદા તારા આંગણદીપનૂરે
નિજ લીલા વધારતી એ નવલી નવલી ;

દેવગંગાતીરે તારી વાજી રહી મુરલી
તેનાં અમૃત ઝીલતી એ નવપ્રાણ પૂરે ;
તારો શ્વાસ રહ્યો પમરી મીઠો એને ઉરે,
અને ફૂલે ફૂલે કુંળી તારી પડી પગલી.

તારી વાડીમાં ફૂલ સદા ઊગતાં જ રહ્યાં,
અને આવી આવી ફૂલ તું ચૂંટતો જ ગયો ;
રહ્યું વાડીને ખીલવું ને સદા રીઝવવું,

તારે ફૂલ ઉગાડીને ચૂંટવાં તારાં ચહ્યાં :
તારે માટે, હો માળી! છે ફૂલનો હાર થયો,
અમ માટે તો આંસુથી જીવન ભીંજવવું !

૬૯

# સાંકળી

જ્યારે દુઃખ વિરોધ સંતાપ ને શોકતણા
પ્રતિકૂળ પ્રસંગોમાં હું ગૂંચવાઈ જતો,
અને શાપતો મારું દુર્ભાગ્ય નિરાશ થતો
જોઈ ના મારી વેદનામાં કાંઈ રહેતી મણા;

જ્યારે આંખ સમીપ ઊભી થતી કાળફણા
તેના ઝેરી ફૂંફાડામાં રાખતી ત્યાં ધ્રૂજતો,
ત્યારે એ ઘટના બધી હું ન લહી શકતો
શાને તાપ ને ધામ ને ધૂળનાં આ ચૂંથણાં.

લાગી જીવનની કડીઓ છૂટી છૂટી પડી
કાંકે હું જ ઊભો હતો એ કડીઓની વચ્ચે;
આજે હું જ્યારે જોઉં પ્રસંગો તે પાછો ફરી,

ત્યારે જીવનસાંકળી લાગે અખંડ ઘડી:
તારે ધામ જતા મારા માર્ગથકી તું રચે
કેવી સાંકળી આ મારું જીવન ટીપી, હરિ!

૭૦

# જીવન ને મૃત્યુ

મરવું ?— મરીને ય હતું-ન-હતું જ થવું :
ન-હતું જ થવું હતું તો હોવા કોણે ચહ્યું ?
હોઈને પણ જીવન નિત્ય દઝાવ્યું-દહ્યું,
અને એ સહુ આખર કોણથકી અથવું ?

મરવું ?— જીવીને મૃત્યુશું લડવા મથવું,
લડવા ખુદ જીવનશું પણ જોવું રહ્યું ;
જોવું કૈં સ્વજનો મરતાં નજરે અસહ્યું,
અને જીવનનું એ કારુણ્ય સદા કથવું !

અહા ! મૃત્યુ જ એ રહ્યું બોલી બોલાવી બધું :
ફાડે મૃત્યુ તો વસ્ત્રો જે જીવન રોજ સીવે ;
હું તો મૃત્યુની પાર આ જીવન સાથ વધું ;

અને જીવનનાં ગીત ગાઉં અખંડ રસે ;
જગે મૃત્યુ મરે અને જીવન નિત્ય જીવે—
નાથ ! જાણી એ જીવન મારું ન કેમ હસે ?

## ૭૧

# જીવનની મજા

જગે જીવન વ્હેતું રહે કડવું મધુરું
ત્યાં જ જીવનની ખરી છે જગગૂંથી મજા;
હસવું રડવું, વિજયાજય, લાભકજા—
નહીં જીવનસમક રાખતું કૈં અધૂરું;

અહીં અંતરગાન ગવાતું કદી બસૂરું,
તો તહીં ઊડતી જયપ્રાપ્તિની વીરધજા;
પડતાં ઊઠતાં ભૂલતાં ભલી ખાવી સજા:
પ્રભુપંથ જવું નથી કોઇ સમે અસૂરું.

ન અનંતસુખે સુખનું પરિમાણ મળે,
ન અસીમ અંધારમાં કલ્પના જ્યોતિતણી,
ન વિરૂપતા વ્હોણું કહીં કો સૌંદર્ય વસે—

મારા નાથ' અંધારમાં આભ બળે ને ઝળે,
મારા જીવનમાં એવી વેરતો હીરાકણી
બળતો ઝળતો આવું જીવનપૂર્ણ રસે!

૭૨

# આત્માની તિથિ

જ્યારે દૂર ને દૂર જતો શશી સૂર્યથકી,
તેની લક્ષ્મી હરાતી જતી ડગલે ડગલે,
તેજોસત્વ જતું ગળતું પગલે પગલે,
પછી મારતું ઉર અંધારકૂપે ડૂબકી;

જ્યારે સૂર્યની તે રજ લેતો ફરી ઊંચકી
તેની ટોપલીમાં ભરતો પડખે સઘળે,
ત્યારે લક્ષ્મી ફરી છલકાતી મહીં ઢગલે
અને ઊડતી પૂર્ણ પ્રભા વદને ઝલકી.

પ્રભુ! માનવ રોજ ને રોજ એ સર્વ જુએ,
તોય તારી પ્રભાથી એ શેં દૂરવર્તી બને?
હશે શ્યામતામાં શું માધુર્ય વિશેષ કંઈ

કે એ જાણતા જોતા છતાં તારી જ્યોતિ ખુએ?—
સિતપક્ષમાં ક્યારનો આવું હું તારી કને,
મારા નાથ! કહે, તિથિ કેટલી મારી થઈ!

૭૩

# ક્યામત

પ્રભુ! તેં તારા પેગંબરોને છે બોલ દીધો,
સૌને ક્યામતને દિન આપશે દર્શન તું,
ઝીલશે ત્યાં અમારાં મુખોમુખ વંદન તું,—
અમે પૂર્ણ શ્રદ્ધાથી એ તારો સંદેશ લીધો;

પડતાં ભૂલતાં ચીંધીએ તારો માર્ગ સીધો
અમ કાર્યથકી કેમ પામશે રંજન તું,
પીડતી અમ મટ્ટીનું તોડશે બંધન તું,—
તારા ભક્તોએ શુદ્ધિનો એમ સંકલ્પ કીધો.

પણ તારાને તોડવા, નાથ! અમે જઈએ,
ત્યાં તો હાથે દઝાડતા આગિયા આવી પડે!
ચહીએ મૂકવા ધનુની મણિમાળ ગળે,

ત્યાં તો દંશતા સર્પના ભોગ અમે થઈએ;
તારાં દર્શન કાજ ભલે લાખો વિઘ્ન નડે,
અમ મૃત્યુ વિના અમને તું શું ના જ મળે?

૭૪

# ઠગબાજી

તું તો આવે છે, આવે છે, એમ કહે અમને,
વાટે ઘાટે દસે દિશ જોઈ તને રહીએ:
પદઘોષ અહીં તહીં તારા અમે લહીએ
સદા પોષી રહી અમ કર્ણતણા ભ્રમને;

વાયુ લાવતા વાત કૈં ભોળવે આતમને,
ખખડે તરુપાન કરધ્વનિ ત્યાં ગ્રહીએ;
મેઘગર્જનમાં રથ તારો ગણી વહીએ,
પણ ના કદી પામિયે તારા સમાગમને.

નાથ! શી શી તું યુક્તિ કરે અમને છળવા!
આવું, આવું, કરી તું ન આવતો કોઈ કને:
તારી સાટે તો આખર મૃત્યુકરે વળગ્યો

તારી સામે હું આવીશ જ્યારે તને મળવા,
ત્યારે હો મારા નાથ! કહીશ: છે ધન્ય તને!
આવું, આવું, કરી મને જીવન આખું ઠગ્યો!

## ૭૫

# અચળ

તું તો આવશે, આવશે, એમ હું ઝંખ્યા કરું,
પણ નાથ! ન આશ કે ઝંખના મારી ફળે;
રોજ આવે ને જાય રવિ ઉડુ આભ તળે,
પણ હું તારાં દર્શને લોચન ક્યારે ભરું?

રોજ જાઉં છું, જાઉં છું, એમ હું યે ઉચરું,
પણ જાણું નહીં કેમ, ક્યારે ને ક્યાં તું મળે;
મને લાખો નિશાન કરી તારું વિશ્વ છળે,
અને દેહ મને બાંધી રાખતી તે વીસરું.

તું તો પર્વત જેવો બની ક્યાંક બેસી રહે,
ને હું દૂર ઉડ્યા કરું મેઘ સમો ગગને—
ત્યારે મારે જ આવવું તારી કને ઊડતો,

ભલે આભને છોડતાં અંતર વીજ દહે—
તારું આંગણુ ગાજી, ભીંજાવતો, નાથ! તને
તારા ખોળામાં આવી પડીશ હું ત્યાં કૂદતો!

૭૬

# લીલાનાથ

મને ઝાંખું ઝાંખું હવે દીસે બધું દૃગમાં,
કૈંક ઊડી ગયું મને લાગતું આલમથી,
મારું યૌવન છે એવું માની રહ્યો ભ્રમથી,
પણ લોહ ભર્યું નડતું ધ્રૂજતા પગમાં;

જોઉં ધૂમ્ર પ્રવેશતો તારકના ઢગમાં,
બધી લીલા વિલાતી વસંતની જાજમથી;
નહીં જાઉં ખેંચાતો હું ફૂલની ફોરમથી,
ખોઈ બેઠું જૂનો રસ રક્ત રગેરગમાં.

ભલે પાનખરે મારાં પાન બધાં ખરતાં,
મારા જીવને અન્ય દિશાતણો પંથ લીધો;
જેની લીલા હતી તે ભલે પાછી ત્યાં જ જતી,

મારી આંખમાં સ્વપ્ન જુદાં જ હવે તરતાં;
મને અક્ષર લીલાનો નાથ બોલાવે સીધો,
ગઈ સર્વ લીલા થશે તેના જ બાગે છતી!

૭૭

# નવું પ્રભાત

ભરઊંઘમાં હું પડ્યો હોઉં પ્રભાત લગી
મારા કો મહા સ્વપ્નપ્રદેશ વિષે ફરતો,
જોઉં મ્હેરભર્યો કોક હાથ ત્યાં ઊતરતો
મૂકતો મારે માથે પ્રકાશતણી કલગી,

અને હું રહું જોરથી તે કરને વળગી
રખે તે છટકી ફરી ત્યાંથી જતો સરતો,
ને હું હાથ અને કલગી ભૂલી નીંદરતો
મારી અંતરસૃષ્ટિ થતી જોઉં ત્યાં અળગી.

ભરઊંઘમાં હું પડ્યો હોઉં ત્યાં કોઈ રખે
મને આવી ઢંઢોળી ઉઠાડે પ્રભાત થતાં!
મારા સ્વપ્નમાં ત્યારે પ્રભાત કે રાત હશે,

જોતો હોઈશ સૃષ્ટિ નવી શી શી ત્યાં હરખે—
રખે કોઈ ઉઠાડે!—એ ઊંઘથી ત્યાં ઊઠતાં
કોણ જાણે ત્યાં મારું નવુંજ પ્રભાત થશે!

૭૮

# જન્મ ને મૃત્યુ

શાને જીવન મૃત્યુને જોડકું લોક વદે
જ્યારે મૃત્યુ ન જીવનને અડકી ય શકે ?
ચાહે જીવનને ધરવા ભલે કોઈ તકે
પણ મૃત્યુનું ગીંટ તો દૂર ને દૂર ખદે ;

રવિ આવી પ્રવેશતો ભૂમિદિગંતહદે
ત્યારે ત્યાં દિન ઊગ્યો કહે ધરાવ્યોમચકે,
પછી સાંજરે સૂર્ય જતાં દિન ત્યાં ન ટકે,
ત્યારે સૂર્ય મુઓ એમ રાત શું કહેશે મદે ?

ખરું જોડકું છે જગે જન્મ ને મૃત્યુતણું,
ઊભું જીવનના હીંચકાતણી બે પડખે,
તેમાં જીવન ઝૂલતું જોગવે સર્જનને

અને ચાહશે ત્યારે તે છોડી જશે ઝૂલણું :
જગે જીવનને નહીં મૃત્યુ કદાપિ ભખે,
ત્યારે મૃત્યુ ડરાવે જગે શાને જીવનને ?

૭૯

# તંબૂરો

પ્રભુ! કેવો બનાવ્યો તેં તંબૂરો આ તનનો,
કેવી છે રચના તેની અદ્ભુત યુક્તિભરી!
ત્રણે સત્ત્વ, રજસ્ ને તમસ્‌તણા તાર ધરી
રાખે કૂંચીઓ અંકુશ ત્યાં સૂરબંધનનો;

બાંધી થાટ જુદા જુદા રાગના મંડનનો
તહીં તારને છેડતાં સુર રહે નીસરી;
તારી અંગુલિ ચાલતી અંતરે જાય હરી
ત્યારે આવતો અંત ત્યાં તંબૂરગુંજનનો.

તારા સૂરજ ચંદ્રના તંબૂરા વ્યોમ વિષે
ક્રોડો વર્ષથી સોનલ કિરણે તું બજવે;
અમ અંતરે જામતી સૂરતણી ગરદી

પણ તું અમ તંબૂરો શેં છોડી દે નિમિષે?
નાથ! જ્યાં તુજશું અમ અંગુલિ કૈં જગવે,
અમ તંબૂરો ત્યાં અરે તૂટી જતો જલદી!

૮૦

# સૈનિક

તારો સૈનિક હું બની આવ્યો આ વિશ્વરણે,
પ્રકૃતિના વિકારની સામે સદા લડવા,
બદી સામે પોલાદશું અંતરને ઘડવા
દઈ ભાગ ત્યાં ચૈતન્યના પ્રગટીકરણે;

પણ હું છવરાયો ત્યાં એવા કો આવરણે
કે હું લાગ્યો પ્રપંચ વિલાસમાં આથડવા;
સહુ સ્વપ્ન વણ્યાં મારાં કો પદવી ચડવા,
નહીં જાણ્યું તે છોડવા સૌ પડશે મરણે.

પ્રભુ! આવું હવે મુખ શું લઈ તારી કને?
ક્ષમા યાચવા યે મારો કો અધિકાર નથી:
હવે પૂર્ણ બળે બદી સામે લડું સમરે,

તારો સૈનિક જો કેવા ઘા રહ્યો ઝીલી તને!
ક્ષમાપાત્ર થવા જ રહું, મારા નાથ! મથી,
મરવું, જીતવું, એ જ સૈનિકધર્મ ખરે!

## ૮૧

# સત્કાર

જગે ખેલતાં જીવનયુદ્ધ મહા કપરું
તારા ધામના દીપને રાખ્યો મેં સાગે સદા;
તારો બાળક હું હતો તે નહીં ભૂલ્યો કદા,
ઉરથી તારું તેજ ન રાખ્યું જરાક પરું;

તારા પંથના યાત્રીને જીવન છે અઘરું,—
નહીં શોધી સુવર્ણની ખાણ મેં લક્ષ્મીપ્રદા,
નહીં રાય થવા કો'ની સામે ઉપાડી ગદા,
જગ ઝૂકવવા ન કો કાર્ય કીધું જબરું.

નાથ! તારો જ પંથ હું ઝાલી રહ્યો ધરથી,
તું તો જાણે બધી મારા ધર્મની આપવીતી:
ઘેરાં વાદળ વીજ નભોવન અંદરથી

બળતા ઉડુ વચ્ચે થઈ તારા દ્વાર મહીં
તારો બાળક આવશે જીવનયુદ્ધ જીતી,
ત્યારે તું તેને ભેટશે શું સામો આવી નહીં?

૮૨

# અપૂર્ણતાનું માધુર્ય

ક્ષણભંગુર માયાની સાથે રહી હસતું
ક્ષણભંગુર લાગે સૌંદર્ય બધું મધુરું :
ઝળી મેઘધનુષ્ય સમું નભમાં અધૂરું
રવિનું રથચક્ર રહે સમરાંગણે લસતું ;

જગે માનવજ્ઞાન સદા રહે વિકસતું,
છે અમોલ એ કાંક કદી કો ન પામે પૂરું ;
લાગે જીવનને ગીત ઉત્તમ યે અધૂરું
જો સદા એના કર્ણને એ જ રહે ગ્રસતું.

આવે રાત અને ઊગે રોજ પ્રભાત નવું,
ખરે ફૂલ તો ફૂલ નવાં ફરી ઊગી ઝૂલે ;
જગે મૃત્યુથકી જ આ જીવન તાજું રહે,

બધું મિષ્ટ છે મિષ્ટ જો જાણીએ શું કડવું :
પણ એ અધૂરું તારા સ્વર્ગમાં પૂર્ણ ફૂલે,
મારા નાથ! જ્યાં જીવન આ તારે પંથ વહે!

૮૩

# નિશ્ચલ સમૃદ્ધિ

આવ્યો જન્મ લઈ લૂંટાવા જ આ જગમાં,
મારી બાળવયેથી જ ભાગ્ય મંડ્યું લૂંટવા :
ન ડર્યું તે આરંભ વિષે જ પિતા ઝૂંટવા,
પછી લૂંટવા માંડ્યું આરોગ્ય પ્રતિડગમાં ;

લૂંટ્યાં માત ને ભ્રાત ભરી વિષ કૈં દૃગમાં,
લાગ્યું વ્હાલાં સંતાનની મીઠી કળી ચૂંટવા ;
ધનધામ લૂંટી નાખ્યો કાળખળે ઘૂંટવા,
અને રાખ્યો સુવાડી હવે અંત્ય મારગમાં.

બધું લીધું ભલે ભાગ્યે જે તનકેરું હતું :
દુનિયા ધરથી જાણે લૂંટવા એ જ સદા ;
મારાં સ્નેહ ને શ્રદ્ધા અખંડ વસે ઉરમાં

તેને ભાગ્ય કિંવા જગ કો ન લૂંટી શકતું :
મારા નાથ ! હું મ્હેર એ તારી વિચારું જદા,
જોઉં નિશ્ચલ સમૃદ્ધિ એ ક્ષણભંગુરમાં.

૯૪

# ભૂસકા

નહીં માર્યાં કદી હોય ભૂસકા જીવનમાં
એવું કો પણ પ્રાણી હશે શું આ પૃથ્વી પરે?
સહુ બાળક ભૂસકા મારી આનંદ ભરે,
જડ ચેતન સૌ ઊછળી રહે રંજનમાં;

મારે ભૂસકા મેહુલો ભૂમિના સિંચનમાં,
મારે મોજાં યે ભૂસકા સાગરને શિખરે;
ઊંડા ભૂસકા મારતી ઉલ્કા ધરા ઊતરે,
અને કૈંક હશે ભૂસકા તારા નંદનમાં.

મેં યે ભૂસકા જીવનમાં એવા માર્યા ઘણા,
હવે એક જ મારવો બાકી છે મૃત્યુજળે;
તારી મૌનકલા શીખશે મારાં ગીત તહીં,

બધા શાંત થશે સણકા દિનરાતતણા:
નાથ! મારું હું ભૂસકો એવો એ સિંધુતળે,
કે હું આવી પડું તારા પાવન પાય મહીં!

૮૫

# યોજના

નિજ પૃથ્વીનાં બાળને શિક્ષણ શું મળશે
તેને લેવા સુમાર કૈં નાથે ત્યાં એક સમે
દિન ને રજની નિજ પાસ બોલાવ્યાં ક્રમે
અને પૂછ્યું શી યોજના વિશ્વતણી ફળશે;

દિને ત્યાં નિજ આનંદસ્વર્ણ ભરી કળશે
સુખસિંચનની નિજ યુક્તિ કહી ભરમે;
રજનીએ કહ્યું જઈ શોકભર્યાં કદમે
નિજ થાળમાં આંસુ ભરી સહુ શું રળશે.

દિન ને રજનીતણી યોજના સાંભળીને
પ્રભુએ નિજ બાળથકી બન્ને યુક્ત ગણી,
પછી તેમને અસ્તુ કહીને વિદાય દીધી;

પણ આંસુમાં ખીલતી જોઈ પ્રભાકળીને
પ્રભુએ રજનીતણી થાળ પ્રશસ્ય ગણી
નાખી ચંદ્રનો ચાંદ ત્યાં ઉજ્જવલ તેને કીધી!

૮૬

# આભપ્રતીક

પડે સૂર્યતણો પડદો ઝળતો ગગને
ત્યારે પૃથ્વી ગણે મને ઠીક આધાર થયો,
બધા ચીંધતા તારકનો ભય સર્વ ગયો
અને તે જળતી રૂહેતી ધાંધળની અગને ;

પછી એ પડદો ઊંચકાઈ જતાં દૃગને
સમજાય ત્યાં પૃથ્વીએ શો પટભાર વહ્યો ;
પડદાથકી જે રત્નરાશિ અલક્ષ્ય રહ્યો,
રજની ત્યાં બતાવે તે તારકના ઢગને.

દુનિયા દિન જાણતી મારો ઉઘાડો પડ્યો,
પણ જાણે ન તે મારી રાતમાં છે શું ભર્યું ;
પાડી આભમાં છિદ્ર જુએ તારી આંખ મને—

મારા નાથ! તેં સર્વનો ઠીક એ ઘાટ ઘડ્યો !
મારી રાતમાં છે મારાં આંસુનું નીર ઠર્યું,
તારું આભપ્રતીક જ તેં દીધું આદમને !

૮૭

# વેદનાનો અધિકારી

પ્રભુ ! તેં મને વેદનાનો અધિકારી કીધો,
તો મેં વેદના ઉપર જીવન મારું ચણ્યું ;
તારે હાથ મળ્યું તેમાં મેં મારું શ્રેય ગણ્યું,
અને ગોત્યો ત્યાંથી તારી મ્હેરનો માર્ગ સીધો ;

નહીં સૂર્યની કિરણધારનો લ્હાવ દીધો
અને વાદળની ઘેરી છાંયથી વ્યોમ વણ્યું,
ત્યારે વીજલ કેડીથી વ્યોમે ઘનત્વ હણ્યું
અને લાખો મેઘામૃતસેરનો હાર લીધો.

મારાં પ્રિય ગણ્યાં તે સૌ છૂટી ગયાં તનથી,
તો જ જે ખરો મારો હતો તે તું સાથે રહ્યો ;
એ જ વેદનાએ કેવો સદ્‌ભાગી કીધો મને

કે આ અમૃતધાર ફૂટે મારા જીવનથી :
મારા નાથ ! બધો મારો કંટકભાર ગયો,
આજે ફૂલભર્યો ઊભો આ રહું તારી કને !

૮૮

# દુઃખનું ધારણ

'સુખમાં ગમે સોની ને દુઃખમાં રામ સ્મરે,'
પણ રામ વિના જગમાં બીજું ધારણ શું?
તીરવ્હોણા મહા ભવસાગરે તારણ શું?
લઈ રામનું નામ શિલા પણ સિંધુ તરે;

સુખ યે દિન ચારનું ચાંદરણું જ ઠરે,
વૃથા એ સુખચિંતનકેરું વિદારણ શું?
જનનું સુખને કળણેથી ઉદ્ધારણ શું?
સુખના દુખનો શું ન માનવ ખ્યાલ કરે?

'દુખમાં સ્મરે રામ'—મને જનતા શીખવે:
સુખમાં નહીં તું રહે તો સુખને શું કરું?
તને રાખવા પાસે સદા મેં તો દુઃખ ચહ્યું:

મારા દુઃખનો ભાર તો તું જ ટકાવે હવે:
દુખસિંધુ ભરી ડૂબકી ખોળે મોતી ભરું,
મારા નાથ! ન તું વિણ કો સુખ જાય સહ્યું!

## ૮૯

# પશ્ચાત્તાપ

ક્યાંથી ક્યાંથી મથે પ્રભુ માનવને મળવા,
ક્યાંથી ક્યાંથી ફૂટે એનાં મ્હેરભર્યાં નયનો !
પથ માનવી શોધતો રહે ધનસંચયનો
કિંવા કીર્તિનો — ના પ્રભુને જોવા સાંભળવા ;

એની બુદ્ધિતણું હિમ માંડશે પીગળવા
જ્યારે આવશે તાપતો કાળ પરાજયનો ;
કરશે ત્યારે કોને પોકાર એ આશ્રયનો
બળતા નિજ જીવનથી બ્હાર નીકળવા ?

તક કેટલી માનવને મળે આ જીવને !
વનમાં જનમાં પ્રભુ આવતો કોક પળે :
'બાબા, ભૂખ લગી !' કહી એ મુજને કસતો,

પણ બેપરવા રહું હું તો મથ્યો કવને ;
પછી ઊઠીને જોઉં તો ત્યાં નહીં કોઈ મળે :
પળ ચાલી ગઈ — હવે હાથ રહું ઘસતો !

૯૦

# ભ્રમમાંથી બ્રહ્મ

જગમાં બધું ઊડી જતું જ જે આખરમાં
લાગે તેની જ માયા ને મોહિની માનવને;
દિન એક જશે બધું ચાલી, એ સંભવને
એની લેહમાં એ ન ગણે કંઇ અંતરમાં;

પણ એક પછી એક કાળના ખપ્પરમાં
બધું જાય હોમાતું, અને એના આર્જવને
એનું ભાગ્ય સુણે ન કશું, પછી તો જીવને
જાગી ખાડા જુએ જ્યાં દીઠા રસ નિંદરમાં.

દીઠા એની હથેલીના હીરલા કાચ સમા,
એના તેજલ તારલા કોયલાશા બળતા,
એનાં આંસુની માળા તે મોહિનીકંઠ ઝૂલે:

પણ હો મારા નાથ! એ દેખવા ઘા વસમા
છોડી કેમ ન હાથ એ તારા જુએ ઝળતા,
ફેવી આંસુને ટીપેટીપે તારી જ્યોતિ ફૂલે!

## ૯૧

# આંસુની ભેટ

તારી લીલાના રંગ ને સૌરભ દાખવવા
ફૂલડાં ભરીને અતિ સુંદર દે ધરણી;
કસબી કિરણે ગૂંથી ચાદર દે તરણિ
તારા પૃથ્વીપલંગને દીપ્તિથી સોહવવા;

તારા પ્રેમળ આંગણદ્વારમાં ઝૂલવવા
રજની ચક દે વણી અદ્ભુત ચાંદરણી,
ને દિગંતે મૂકી નિજ ચિત્રિત નીસરણી
જાય સંધ્યા ઉષા ચરણો તારા ભીંજવવા.

મારું અંતર તો બન્યું દિવ્ય કો સંદૂકશું,
મહીં શોક ને વેદનાની અનુભૂતિ ભરી;
મારા નાથ! જ્યાં જીવન મારું તેં જોયું કસી,

મારાં આંસુ સિવાય નથી મારું બીજું કશું;
એ જ આંસુનાં ફૂલડાં હું તારે પાય ધરી
તારી મ્હેરને માટે જ નિત્ય રહું તલસી!

૯૨

# ફૂલચૂંટણી

મારા જીવનમાંથી તેં ચૂંટી છે કૈંક કળી,
તારી અંગુલિના પણ લાગ્યા છે ડંખ મને,
પણ એ કળીઓ ખીલશે રહી તારી કને
અને શોભશે ત્યાં તારા વિશ્વને ગુચ્છ ભળી ;

મુજ જીવનમાં ખરતે કરમાઈ વળી
નહીં હું કદી જાળવી એ શકતે જતને ;
ઊગતાં નવલાં ફૂલપાન સદા જીવને
બને ધન્ય ચૂંટાઈ તે તારે જ હાથ ઢળી.

ધીમે ધીમે ફૂલો કરમાઈ જતાં ખરીને,
જોઈ જોઈ તે સૌ મારું અંતર ખાક થતું ;
ભલે ચૂંટતાં ડાળી આ મારી રહે થથરી,

ભલે આંસુ ઢળે એની સુંદરતા સ્મરીને
મારું જીવન વ્યક્ત જ જે કરવા મથતું
તે તો ધન્ય બન્યું, પ્રભુ ! તારી હથેલી ભરી !

૯૩

# સત્યનું મોતી

સુખ પાછળ હું ભટક્યો મુજ યૌવનમાં
કે તે પ્રાપ્ત કરી પછી હું તારે પંથ ચઢું;
સુખ ના પણ દુઃખ જ આવ્યાં ત્યાં રહેતું ખડું
અને હું પડતો ગયો ત્યાં વધુ બંધનમાં;

ધનદોલત ને સ્વજનો ગયાં જીવનમાં
ખાડો પાડી, હવે તેની પૂઠે ન હું અથડું;
તારો હાથ ધરી જગગુરુની સાથે લડું,
અને મંડી રહું હવે સત્યના મંથનમાં.

મારી આંખે રહ્યું એક સત્ય ઊંડું ઝબકી,
અનંતત્વ વલોવ્યા વિના તે મળે ન કહીં;
તારો દોર ધરી, નાથ! સાધવા એ શમણું

અનંતત્વના સિંધુમાં એવી ભરું ડૂબકી,
કે બળીને ઝળી શકતા જેવા તારા નહીં
પણ લાવું અપ્રાપ્ય તે મોતી હું સત્યતણું!

૯૪

# કબૂતરખાનું

આવી આંગણું એક કબૂતર ઊભું ખડું,
તેને અન્નના દાણા મેં નાખ્યા કુતૂહલથી;
તે તો ખાઈને ઊડી ગયું, પછી તે પળથી
આવ્યાં એટલાં કે ત્યાં ભરાઈ ગયું ઝૂંપડું;

મુઠ્ઠી અન્નથી વાધી હવે ભડું હું સૂપડું,
પણ આવી વધુ ભરી દે ઉર ધાંધળથી;
નહીં જાય ઊડી હવે આંગણું આગળથી,
ને થયું ઉર મારું કબૂતરખાનું અડું!

એક એષણા મારી પંપાળી મેં અંતરમાં
ત્યાં તો આવી અનેક ત્યાં માગતી લાખ રૂપે;
કરતો જાઉં તૃપ્ત હું તેમ અનેક ઊઠે—

જશે જીવન એમ ખવાઈ શું આખરમાં!
આ કબૂતરખાનું હવે તો મને જ ડૂંપે,
નાથ! શેં મેં ન જાણ્યું એ મારું જ ખાઈ લૂંટે!

૯૫

# પાંજરાપોળ

પ્રભુ! આ તારી પાંજરાપોળમાં શું શું ભર્યું!
હસાતું રડતું શું આ તારા મહાભવને!
લૂલાં, લંગડાં, માંદલાં પ્રાણી દુખી જીવને
અમે રાખવા પાંજરાપોળનું સ્થાન કર્યું;

અમ પૃથ્વીનું જીવન એવું શું નીચ ઠર્યું,
ગણ્યું તેને અપાત્ર શું વિશ્વના ગૌરવને,
કે આ હિંસક પ્રાણીઓશું સહુ માનવને
સાથે રાખી અસાર એ જીવનને ચીતર્યું?

ખરે, માનવજિંદગી શું અહીં દુ:ખી નથી?
હજી ક્યાં પશુતા પણ એની છે લેશ ગઈ?
કેવી નિર્દય, તામસી, દ્વેષી ને દંભભરી—

કેવી જિંદગી માંદલી એ તનથી મનથી!
મારા નાથ! આ પૃથ્વી છે પાંજરાપોળ થઈ,
કે આ જિંદગીમાં ભરી પાંજરાપોળ ખરી?

૯૬

# પશુનો પશુ

ફરતી ધરતી પર સૌ પશુપ્રાણીતણો
થયો માલિક માનવ તો નિજ બુદ્ધિથકી,
એની સામે પશુબળ કોઈ શક્યું ન ટકી,
એની સેવામાં આભથી ઊતર્યા દેવગણો ;

નભરાજન દેવગરુડતણાં ઊડણો
પણ વીંધીને વાદળનાં શિખરો ઠણુકી
ઊંચે ઊંચે એ દેવગંગામાં ભરી ડૂબકી
લાવે તારકછિપથી ચૂંટી કૈં તેજકણો !

પ્રભુ ! માનવ એ થયો આખરે પૃથ્વીપતિ :
પેસી પાતાળમાં પણ શેષભંડાર લૂંટી
એની શક્તિ મહત્તાનો ગર્વ એ પોષી રહ્યો !

અર્ધદેવ સમી તરતી મુખે જ્યોતિ હતી,
તહીં માનવતા પણ શું ગઇ એની છૂટી—
ફરી માનવ શું પશુનો પશુ નેઇ થયો ?

૯૭

# માનવતાની પશુતા

પ્રભુ! માનવનો અવતાર શો આજ બન્યો!
એને હિંસક દંત ને ન્હોર શા ઊગ્યા ફરી!
લાખ વર્ષની સંસ્કૃતિ એની ક્યાં અંતે સરી?
પાછો હીન પશુત્વના શા વનપાઠ ભણ્યો!

જેની બુદ્ધિએ ઘોર અજ્ઞાન—અંધાર હણ્યો,
તે શું એ જ અંધારને કૂપ હશે ઊતરી?
જેનાં સ્વપ્નનાં ઇંદ્રધનુ દેતાં વ્યોમ ભરી,
તેની આંખે શે આંધીનો પંથ સુખાર્થ ગણ્યો?

પ્રભુ! વ્યોમની પોથીમાં અક્ષર તારા પડ્યા,
તેને કૈંક ઉકેલતાં માનવની પ્રભુતા
ચઢી આભશિરે ને ત્યાં મેઘસ્વરો ગગડ્યા—

વનનાદ સુણી તેમાં જાગી ફરી પશુતા:
પ્રભુતાભર અક્ષર લોચનથી ગળડ્યા
બની તાતા અંગાર: શી માનવની લઘુતા!

૫૮

# તારું ખડ્ગ

ગગનને શિખરે જ્યારે તીવ્ર મધ્યાહ્ન તપે
અને ગર્વની દૃષ્ટિ ત્યાં જાય ઊંચે ચડતી,
જ્યારે સ્નેહશું નિર્દય સત્તા રહે લડતી,
ગળવા ગરીબી જ્યારે શ્રીમંતતા તલપે,

જ્યારે પાંખ ઊગે જગે ઝેરભર્યા વિટપે,
જ્યારે જુલ્મની ભઠ્ઠીમાં નેકી દિસે પડતી,
જ્યારે સંતોની આંખ રહે રુધિરે રડતી,
ત્યારે કોની કને જઈને ધરણી વિલપે ?

બધે ઘોર નિરાશાની ખીણ મેં ફાડી રહે,
તેમાં માનવઉર ઝિંકાતું ભરે ડૂબકી,
કાળાં વાદળથી બની જીવન ત્યાં નગ્નું

જ્યારે દુઃખ ગુલામીના ઘા અગણિત સહે,
પ્રભુ ! મેં ત્યારે વાદળ ચીરીને આભથકી
તારું ખડ્ગ દીઠું વીજ જેવું ત્યાં ઊતરતું !

૯૯

# પ્રકોપ

ખમ્મા ! ખમ્મા ! હો નાથ ! ન જાણે આ લોક કશું :
તારી શક્તિતણા પરચા ગયા સર્વ ભૂલી ;
ધનના ઢગમાં અતિ લોભમાં ખૂબ ડૂલી
નિજ સત્તા જમાવી બન્યા રક્તશોષકશું ;

નહીં રાખી ક્ષમા નિજ રીતિ વિરોધકશું,
ચાહી ઝૂંટવા રંક પડોશીતણી મઢૂલી ;
મારી ત્રાપ બધે નિજ શક્તિપ્રતાપ ફૂલી,—
તારી વાડી કીધી અંતે દુષ્ટોએ દોજખશું !

હવે વૈભવકેરી દસે દિશ રાખ ઊડે,
બને સાગર પૃથ્વી ને આભ સૌ રક્તવર્ણાં,
લાખો લાખ પડે શબ માનવનાં રણમાં,

મારી મારી પોકાર સૌ પાપને કુંડ બૂડે—
ખમ્મા ! ખમ્મા ! હો નાથ ! ત્યાં કેવાં પ્રકોપભર્યાં
નિરખ્યાં પગલાં તારાં મેં જગઅાંગણમાં !

૧૦૦

# યુદ્ધ

રહે વિશ્વનું જીવન યુદ્ધ વિષે મચતું,
નહીં યુદ્ધ વિના કદી જીવન કો વિકસે;
જડ ચેતનનો જગે નિત્યવિરોધ વસે
તેથી કો તમ-જ્યોતિના યુદ્ધથી ના બચતું;

એ જ યુદ્ધ વિષેથી વિકાસ સદા રચતું
જગ ઉન્નતિને પથ નિત્યનવીન ધસે;
એના જ્યોતિગુણો બધા ખીલતાં વીરરસે
બને જીવન સુંદર ફૂલફળે લચતું.

ભલે આભ તોફાન ને ભૂમિ પ્રકંપ સહે,
ભલે યુદ્ધથી રક્તની રેલ વહે જગમાં,
ભલે મૃત્યુ સદા રહે ખેડતું જીવનને,

ભલે જીવન દુઃખ ને તાપમાં નિત્ય દહે,
રાખે જ્યાં લગી તું અમને તારા મારગમાં,
નાથ! યુદ્ધ જીતી જીતશું તારા નંદનને!

૧૦૧

# નવી સ્વપ્નસૃષ્ટિ

જ્યારે ઊંઘનાં પોપચાં અંતરમાં ઊઘડે
અને સ્વપ્નની આંખ જુએ મહીં સૃષ્ટિ નવી,
ત્યારે હુંમાંનો હું તેમાં મુક્તપણે ઝૂકવી
કૈં અસંબદ્ધ દેશ ને કાળ વિષે રખડે;

જેમ વાદળમાં બીજાં વાદળ બાઝી પડે
અને ઘાટમાં ઘાટ અનેક રહે ચગવી,
તેમ ચિત્રમાં ચિત્ર ત્યાં દે મનને ગૂંચવી,
અને પોપચાં 'પાછાં ઢંકાતાં એ સૃષ્ટિ ઊડે.

મારા નાથ! અમારા આ જાગતા જીવનમાં
છે હજારો કૈં ભાંગ ને ફોડ થયા કરતી;
અમને એક જીવન આટલું રોજ ભીંસે,

ખોલે ત્યાં આવું બીજું શું ઊંઘના બંધનમાં?
નાથ! સૃષ્ટિ બતાવ ત્યાં એવી કો પાંગરતી
કે ત્યાં સત્યનું સ્વપ્ન ને સ્વપ્નનું સત્ય દિસે!

૧૦૨

# શ્રુતિ ને સ્મૃતિ

હશે ભાગ્યે લીધું મારા જીવનમાંથી ઘણું
પણ મારી કને હજી બાકી છે કૈંક રહ્યું;
વ્હેતી દુનિઆ સહ વ્હેવાનું સર્વ વહ્યું,
ગયા ખંડ તૂટી ને રહ્યું પૂઠે કોક કણું;

એક હાથે દીધું તેથી લીધું અનેકગણું,
એક મોતીથકી સો સો આંસુનું દાણ સહ્યું;
રસવર્તુલ તૂટતાં જીવન તૂટ્યું લહ્યું,
તોય ખંડિત મેઘધનુશું રહ્યું શમણું.

ઘન ઘોર ગયું—ગગડાટ બધા ય ગયા,
ગયાં ફૂલ છૂંદાઈ તે મૂશળધાર જળે,
કૈંક ડાંખળીઓ પણ મધ્યથી ભાંગી ગઈ,—

પણ જીવનમાં તારા જે ભણકાર થયા,
તે ન કોઈ હવે શકે તોડી હજાર કળે:
નાથ! એ જ ખરી શ્રુતિ ને સ્મૃતિ મારી થઈ!

૧૦૩

# શુદ્ધીકરણ

જ્યારે જીવનકેરી સ્વાભાવિક સુંદરતા
અને નેકીનું અંતિમ બિંદુ જતું ઝરીને,
જ્યારે પાપના તાપથી જીવનમંજરીને
સૂકવી દઈ દાઝતી અંતરકિંકરતા,

જ્યારે મોહના વાયુવંટોળ ઊડી નરતા
ફૂંકતા ધૂળ વાસનાની નયનો ભરીને,
ત્યારે, હો મારા નાથ! તું મેઘશું ઊતરીને
તારી મુશળધારે દે ધોઈ એ પામરતા!

તારી વીજના ભાલાથી ચીરી દે સર્વ બદી,
તારા ગર્જનથી દે ધ્રુજાવી સૌ વૃત્તિ ભૂરી,
બધી ધૂળ દબાવી દે સ્નેહતીરો ઝરવો!

નાથ! તું વિણ જીવન કોણ ઉગારે કદી?
જગને ભીંજવી મુંઝી સૌ અનિષ્ટ ચૂરી
દેજે તારી દયા ધનુપીંછીથી ચીતરતો!

૧૦૪

# અમૃતકૂપ

મારા અંતરકૂપમાં રેંટ રહ્યો ફરતો
મારી જીવનવાડીને સિંચવા નિત્ય જળે;
ગદલું જળ ત્યાં ઘટમાળથી ચાલે ઢળે
તેનો કાદવ વૃક્ષ ને રોપમાં રહે દરતો;

જતો લીલાપ્રભાવ ત્યાં વાડીએ ઓસરતો,
જળ સાટે થતો વધુ કાદવ કૂપતળે;
થયો વાડીમાં કીચડ ને કચરો સઘળો
તોય કૂપ એ ગાળવા હું ન કશું કરતો.

આવે છે અમી તારું, હો નાથ! એ કૂપમહીં,
જાણી એ હવે કાદવ દૂર કીધો મેં ભવે;
થયો સ્વચ્છ એ તારા જ નામની નિર્મળીથી,

મારી વાડી વિષે લચે શી લીલાલ્હેર અહીં!
અમી તારું જિવાડે મને અવતાર નવે,
મારો કૂપ ભરે તારી એક જ અંજલિથી!

૧૦૫

# ટાણું

કાળાં વાદળ દિનને ઘેરી લે ચોગમથી
અને સર્વ દિશા ડૂબતી દિસે આંખડીમાં,
જ્યારે જીવન કંપતું રહે દુઃખની ઝડીમાં,
બધું તૂટતું ઊડી જતું લાગે આલમથી;

જ્યારે મારું હું હાક બચાવવા સીતમથી,
ત્યારે તું ભલે આવતો ના મારી એ ઘડીમાં;
બળ પૂરશે વેદના એ મારી પાંખડીમાં,
ને બધી મારી ચિંતા જશે આપ-ઉદ્યમથી.

પણ જ્યારે ઝળે બારે ભાનુઓ આંગણુમાં
અને વૈભવમાં મારું જીવન જાય ગળી,
જ્યારે ઋદ્ધિવિલાસમાં ગર્વની ટોચે ફરું,

ત્યારે હો મારા નાથ! તું આવજે તે ક્ષણુમાં,
મને લેજે ઉગારી જતો ઊંડા ગર્તે ઢળી,—
અરે ત્યારે જ છે તારી સાહ્યનું ટાણું ખરું!

૧૦૬

# બુરખો

તારાં સર્વ છુપામણાં હું હવે જાણી ગયો,
અહો રાજરાજેશ્વર પ્રેમસામ્રાજ્યતણા !
તારી પ્રેમકલા વિષે કોઈ દિસે ન મણા,
નાખી વિશ્વતણો બુરખો તું અદશ્ય રહ્યો ;

રાતે છિદ્રભર્યો તેં અંધારપછેડો ઓઢ્યો,
રવિદર્પણથી દિને ઊભી કીધી ભ્રમણા ;
કૈંક વૃક્ષ ને વાદળના કરીને વીંઝણા
અમોથી મુખ તારું છુપાવવા શક્ત થયો.

જ્યારે આનંદજ્યોતિ જરા અમને તપવે,
ત્યારે દૂરથી આવી પડે તારી આંસુઝડી ;
અમ ઉર દઝાડતો તું ભડકા ભરીને

પછી ત્યાં ખખડાટ હસી અમને પજવે :
તારો એ જ હવે બુરખો રાખું હું પકડી,
નાથ ! જો મુખ તારું ઉઘાડું હું શું કરીને !

૧૦૭

# જ્યોતિ ને છાયા

સદા જ્યોતિનો કેડો ધરી ધસે છાયા જગે
કે એ છાયા પૂઠે સદા જ્યોતિ રહે ધસતી—
એ જ મૂંઝવણી જનઅંતરમાં વસતી
રાખે જીવનને ખમચાતું દરેક ડગે;

પણ વિશ્વના જીવનમાં ગૂઢ ઉષ્મા ધગે
તે જ જીવનશક્તિને જ્યોતિપથે કસતી
રાખે છાયાને વેગળી જીવનથી ખસતી,
તોય માનવ નાખતો છાયાની બેડી પગે.

ભલે જ્યોતિ ને છાયાનું દ્વંદ્વ આ ખેલ્યા કરે,
ભલે છાયા દે ઢાંકી ઘડી ઉરગૌરવને;
પણ જીવન તો રહ્યું બાળક જ્યોતિતણું,

તે હો જ્યોતિપિતા! તું વિના કોનો હાથ ધરે?
મારા તારક સૂર્ય શશી સમા બાંધવને
છોડી લેવું શું શ્યામલ છાયાતણું શરણું?

૧૦૮

# આનંદ

તારા વિશ્વમાં આનંદ તેં શું ભર્યો છે કમી,
કે આ વેદના સાથે હું આંસુ જ ઢાળ્યા કરું ?
હું એ વેદનાને શિર બેસી બધે વિચરું
જેમ લંગડો અંધશિરે રહે પૃથ્વી ભમી;

નવલાં વસનોમાં ઉષા રહે રોજ રમી,
રંગરંગભર્યા તેના ખેલ હું જોતો ફરું;
મધુરી લહરી સહ હું સુણવા ઊતરું
ઊગતાં ફૂલપાનની વાત કેં બાળ સમી.

ભર્યા વિશ્વમાં ચેતન આ નથી ક્યાં બળતું ?
તારા તારક સૂર્ય બધા જળતા જ રહે:
નહીં શક્તિનો ઉદ્ભવ થાય અંગાર વિના,

તો ક્યાં જીવન વેદનાવ્હોણું રહે લળતું ?
ભલે રોજ નવી નવી વેદના આવી દહે,
પ્રભુ! આનંદ ક્યાં અટક્યા તારા આ કવિના ?

૧૦૯

# દ્વંદ્વલીલા

નહીં જ્યોતિ વિના કદી આંખ નિહાળી શકે,
તો એ આંખ વિના પણ જ્યોતિને કોણ કળે ?
નહીં જીભ વિના મુખે કો રસાસ્વાદ મળે,
તો એ સ્વાદ વિના ખાલી જીભ મુખે સળકે;

બધા વિશ્વનો આનંદ દ્વંદ્વ વિષે છલકે,
નહીં એકલતામાં કશું પણ વિશ્વે ફળે;
નિજ સર્જનમાં રહી સર્જક નિત્ય લળે,
અને સર્જક વિહોણું ન સર્જન લેશ ટકે.

તારે લીધે જ આનંદ મારા પ્રફુલ્લ બને,
મારે લીધે જ વિશ્વને ખીલવી તું ય ખીલે;
મારા જીવનમાં સદા મેં ગૂંથી રાખ્યો તને,

ત્યારે હો મારા પ્રેમળ નાથ ! ત્રિભુવનમાં
તારો પ્રેમ તું ઢોળત ક્યાં અને કેવે દિલે,
તેને ઝીલવા હું જ ન હોત જો જીવનમાં ?

૧૧૦

# શતપાંદડી પંકજ

શતપાંદડી પંકજ આ મારા અંતરનું
નહીં ખોલશે શું બધી પાંદડી તેની પૂરી ?
જુગોજુગથી તારી સુગંધ ભરી મધુરી
પ્રગટાવશે તત્ત્વ ન શું નિજ ગહ્વરનું ?

ઊગી પંકથી સુંદર બાળ સરોવરનું
જોશે શું ખરતી નિજ પાંદડીને અધૂરી ?
તારી મ્હેર, હો નાથ ! શું ઊતરશે અસૂરી ?
ક્યારે ખોલશે રાત્રિથી પદ્મ પ્રભાકરનું ?

મારા પંકજમાં મધ છે તુજ કાજ ભર્યું,
કેવો તું જ દલેદલ ગૂઢ રહી પમરે !
એને પંક કે વારિ ન મેલથી ભીંજવશે,

એનું જીવનસત્ત્વ બધું ઠર્યું માંહીં નર્યું :
મારા ભાનુમધુકર ! આવ, ઉઘાડ કરે !
તું વિના શતપાંદડી આ કોણ ખીલવશે ?

૧૧૧

# જીવનનો વકરો

પ્રભુ ! તારું રચ્યું પ્રિય હોય ન કેમ તને ?
તારી સૃષ્ટિને ચાહ્યા વિના તો હું કેમ રહું ?
જેમાં તારો જ હાથ ને તારી કળા હું ગ્રહું,
તેને કેમ કદી હું વિસારી શકું જીવને ?

તેં આ સૃષ્ટિ ગૂંથી તારા સ્નેહતણા ગ્રથને
તો ત્યાં સ્નેહ વિના તારે પંથ હું કેમ વહું ?
તારાં બાળ બધાં મારાં બંધુ સમાન ચહું ;—
પિતા ! કોણ જુદાં બનીએ અમે તારી કને ?

હું ન જાણું કશું જગે નાનપ મોટપનું,
તારી પાસે જહીં કોઈ નાનો કે મોટો નથી ;
હું તો સૌને ચહું જો હું ચાહું તને જ ખરો,

હું યુવાને યુવાન ને વૃદ્ધમાં વૃદ્ધ બનું :
મારા નાથ ! હું તો તારો સ્નેહ જ દૂહું મથી,
વધે સ્નેહે જ આ મારા જીવનનો વકરો !

૧૧૨

# વિયોગદુઃખ

તારું સર્જન તું કરીને, પ્રભુ! ગુપ્ત રહ્યો:
નિજ નાથને શોધી રહ્યું બધું વિશ્વ હવે;
ભર્યું જીવન દેનારો રહેતાં અદૃશ્ય ભવે
નહીં તારો વિયોગ એ કોઈથી જાય સહ્યો;

તે તો કોઈને ના તારા પંથનો મર્મ કહ્યો:
તારા તારા પરસ્પર પૂછી દગો ચગવે;
અને આ કવિ તારો યે કાવ્યો અનેક કવે
તને હાંકતો રોજ વિયોગના દુઃખે દહ્યો.

ભવનાં ભલે દુઃખ અનેક રહે કનડી,
પણ તે સહુ સ્વાર્થતણાં પડ બાઝ્યાં ઉરે;
પ્રભુ! તારા વિયોગથી જાણ્યો મેં સ્નેહ ખરો

ત્યારે કોઈ વિયોગે ન દાઝ્યો હું એક ઘડી;
એ વિયોગને દુઃખે જ સર્વમાં સ્નેહ સ્ફુરે,
આવે અગ્નિ વિના નહીં દૂધમાં યે ઉભરો!

૧૧૩

# પ્રેમનો ભાર

તારા ધામથકી સરકી જરા આવ્યો અહીં,
તારા પ્રેમનો ભાર શક્યો નહીં હું ઊંચકી;
કડવી મીઠી આ દુનિયામાં રહ્યો ભટકી,
પણ તારી ગતિ થઈ આંખથી દૂર નહીં;

તું તો પૂઠે પૂઠે સદા આવતો જાઉં જહીં,
પડું કે ખડું ત્યાં તારો હાથ રહે ફરકી;
જેને સ્પર્શ કરું તે જતું મુજથી સરકી
ને તું તેડે છતાં તુંથી હું જતો ભાગી કહીં.

તારું આખું હું છોડીને ખાવા જતો અડધું,
જાણે એ અડધામહીં સ્વાદ વિશેષ હતો!
બધા વિશ્વવિભાગમાં તું જ અખંડ રહ્યો,

ત્યાં આ પ્રેમના ટૂકડા હું લઈને શું વધું?
મારા નાથ! જ્યાં કો ટૂકડોય ન મારો થતો,
શાને મેં ધરથી નહીં માત્ર તને જ ચહ્યો?

૧૧૪

# પ્રેમનું મૂલ્ય

આપી જાણે જે પ્રેમ તે પ્રેમને પામી શકે,
આપી જાણ્યો નહીં તેણે પ્રેમ ન જાણ્યો કદી;
મુખથી જાણે માત્ર જે પ્રેમનું નામ વદી
તે ન પ્રેમકસોટી વિષે પળવાર ટકે:

સદા સિંધુને આપતી વારિ ભરી ઝલકે
પામે સિંધુની ઊછળતી મહાઊર્મિ નદી;
ભલે વાટ તળાવ જુએ કદી એક સદી
પણ સિંધુની છોળ તે પામે ન કોઈ તકે.

લોક માગે બધું તારી પાસે દરેક પળે,
પણ આપી ન જાણે કશું ઉર એનું કદા;
વણમાગ્યે તું જન્મ ને જીવન દે અમને

પણ પ્રેમ તને જરા દેતાં શેં ઉર ખળે?
મારા નાથ! તું પ્રેમતણો જ છે ભૂખ્યો સદા,
પણ પ્રેમનું મૂલ્ય ખરું નથી આદમને!

૧૧૫

# પાનીનાં કંકુ

તારી વાટ નિહાળી રહ્યો હું જુગોજુગથી,
ક્યારે આવશે તું મારી ઝૂંપડીએ હસતો;
બહુ લાંબો લાંબો તારો પંથ મને દિસતો:
લાખો તારા ને વાદળની ઊતરી પગથી

ધીમે ચાલતો નીરવ ફૂલ સમાં ડગથી,
અને પાનીનાં કંકુથી માર્ગ કરી લસતો
જ્યારે આવશે તું મળવા મને ઉલ્લસતો,
ત્યારે કેમ પિછાનીશ હું તને આ દૃગથી?

અહા! પ્રેમીને હોય કશી એવી મૂંઝવણી?
આપોઆપ એ જાણી લે પ્રેમીની આંખ બધું,
પગલાં સુણે પ્રેમીનાં કર્ણું બની સરવા,

અને આલિંગવા ઉરતાર રહે ઝણઝણી:
નાથ! એવો હું પ્રેમમાં ક્યારે યથાર્થ વધું
તારી પાનીનાં કંકુ ઉરે મુજ સંઘરવા?

૧૧૬

# ફુવારો

મારો પ્રેમ પળેપળ હું તુજને અરપું,
અને તે શતધારે ફરી મુજપે વરસે;
મારું ગાન ગવાતું રહે રજનીદિવસે
ને ફરી શતધા પડઘા તેના ત્યાં ઝડપું;

તને પ્હોંચવા કોઈ રીતે જીવને તલપું
મારી ઊર્મિ પ્રચંડ ચગાવી અનેક રસે,
મારો આત્મફુવારો ઊડે સ્વર્ગની તરસે
તેનાં લાખ સરે પડતાં અમીથી થરપું.

હું તો એક જ સેર ઉડાવતો તારી ભણી,
તેની લાખ કરીને તું વેરતો મારી પરે;
તારી મ્હેરનાં મોતી એ વર્તુલે કેવાં ઝૂલે,

પ્રભુ! મંજરી ત્યાં કરી મારાં પ્રેમાશ્રુતણી!
મારા પ્રેમના બંધને કેવું સૌંદર્ય ઝરે!
તારાં હાસ્યનાં ઇંદ્રધનુ યે ત્યાં કેવાં ખૂલે!

૧૧૭

# પ્રેમનો પંથ

•

અહા પ્રેમનો પંથ છે કંટકપૂર્ણ સદા :
લાગે દૂરથી ઈંદ્રધનુષ્ય સમો દૃગને
દીપતો બહુ રંગબેરંગી મનોગગને
નિજ સુંદરતામહીં નિત્ય આનંદપ્રદા ;

નહીં માનવ જાણતો એ જ છે રત્નગદા
અણદીઠ રહી પડતી હૃદયે જગને,
એના ઘા પર ઘા પડતાં જળતી અગને
કચરાઈને રહેવું, ન બોલવો બોલ કદા !

પ્રભુ ! પ્રેમનો પંથ છે સંકટપૂર્ણ ઘણો :
એમાં વીરની વીર્યતાની છે કસોટી ખરી ;
અંગેઅંગ ચિરાય ને લાગે બધું વસમું,

તો ય આંખ વસ્યા ધ્રુવને ચીંધતો બમણો
ગળું કાપી જે સામે મુખે ધસી જાય મરી
તે જ જીવન જાણે જીવી ખરા વીર સમું !

## ૧૧૮

# પ્રેમતુલા

નહીં પર્વતટોચથી નાથ નજીક વસે,
નહીં ઊંડેરી ખીણથી તે વધુ દૂર રહે,
નહીં કો દૂર સ્વર્ગભર્યાં ગૂઢ આભગૃહે
એનો વૈભવ કોટિક ભાનુભર્યો વિલસે ;

ભલે વિશ્વદિગંત સદા દૂર દૂર ખસે,
જ્યોતિવર્ષ અગણ્ય સમાવતો કાળ વહે,
એને ખોળતી માનવઆંખ જ્યાં જોવા ચહે,
ત્યાં એ આંખ વિષે જ છૂપો બેઠો બેઠો હસે !

હશે મેઘની ધારામાં અદ્ભુત એની કળા,
તો નથી મારાં આંસુમાં એની કળા કમતી ;
હશે તારકમાં એની જ્યોત ભરી અચળા,

તો નથી મારા આત્માની યે કદી આથમતી :
સદા વિશ્વે છે નાથના પ્રેમતુલા વિમળા,
નહીં દૂર નજીક કે ઓછીવધુ નમતી !

## ૧૧૯

# પિંજર

કોને કાજ આ પિંજર મોટું બનાવ્યું, ભલા!
આ અભેદ્ય દિવાલો દસે દિશ બાંધી કશી?
અણદીઠા-દીઠા ગ્રહો, તારકો, સૂર્ય, શશી,
અગણિત જીવોભરી સુંદર આ અચલા,

ભયદા ધૂમકેતુ ને ઉલ્કાઓ આછકલા,—
નાનામોટા બધા જ આ પિંજરમાંહીં ફસી
ખૂણેખૂણા અને તારેતાર નિહાળે કસી,
પણ પામે નહીં નિજ મુક્તિની કોઈ કલા!

તારે તાંતણે બંધાયાં તોય કો જાણે નહીં,
નિજ વર્તુલમાં સહુએ ફરવું નિયમે:
અહીં લોક સ્વતંત્રતાની બહુ વાત કરે,

પણ વિશ્વ કે જીવન કો છે સ્વતંત્ર કહીં?
તારા બંધનમાં જ આસ્વાદીએ મુક્તિ અમે,
પ્રભુ! જ્યાં તારા પિંજરમાં આવો સ્નેહ ભરે!

૧૨૦

# અમુક્ત

મને નાખ્યો તેં બાંધીને આ તારા પિંજરમાં,
અને હું મારી મુક્તિની મોટેરી વાત કરું;
સુણું કે તને જોઉં નહીં, કે ન કાંઈ સ્મરું
કયા દોષે નંખાયો હું પીડનગહ્વરમાં;

ઊંડે ઊંડે નિહાળું હું ભીતરી ભીતરમાં
પણ ત્યાં યે અંધારશું આથડી પાછો ફરું;
તેં તો પિંજરમાં મૂક્યું પિંજર આ કપરું,
ને એ બન્નેની કૂંચી તું રાખી રહ્યો કરમાં.

તનપિંજર તું મારું ખોલશે, નાથ! કદા,
તોય આ તારા વિશ્વના પિંજરથી ન છૂટું;
પામું મુક્તિ ભલે તનથી પણ આખરની,

પણ હું તારા સ્નેહનું બંધન માગું સદા—
તારું બાળ કદાપિ પડી ન શકે વિખૂટું,
તારી પાસે જ રાખજે કૂંચી તે પિંજરની!

૧૨૧

# પ્રેમસરોજ

જ્યારે હું તારા પ્રેમનો, નાથ! વિચાર કરું
ત્યારે આ મારા પાર્થિવ પ્રેમ સૌ તૂટી પડે;
મને સૌ સ્વજનો વળગ્યાં રહે સ્વાર્થ વડે,
રખે હું મારા પ્રેમનો માર્ગ કો અન્ય ધરું;

અને હું તને, નાથ! સ્મરું અથવા વિસરું,
પણ તું આવી મારી સદા ઉરસીડી ચડે,
મને જોવા જોવાડવા ખૂણે ખૂણે અથડે,
અને તોય હું બંધનમુક્ત બધે વિહરું.

વ્હાલા! પૂઠે પૂઠ તું તો આવતો નિત્ય અહીં
પણ હું નહીં જોઉં જરા ફરી તારી ભણી;
કેવી વીનવતી તારી પ્રેમળ આંખ હશે,

પણ મારી રહે હજી યે ભવધૂળ અહીં:
નાથ! પ્રેમ છે તારો સદા તપતો તરણિ,
તોય શું ન સરોજશો આ મારો પ્રેમ થશે?

૧૨૨

# પ્રેમનું ધારણ

જ્યારે હું તારા પ્રેમથી છેક અજાણ હતો,
ત્યારે હું ફૂલતો મારી ઇચ્છા ને શક્તિ થકી;
પછી જ્યારે એ ઇચ્છા કે શક્તિ ન રહેતી ટકી,
ત્યારે હું મારું ઉર અનેક રીતે ઠગતો;

તારા પીર પેગંબર સંત અને ભગતો
તારા પ્રેમનો ભાર એ સર્વ રહ્યા ઊંચકી;
પણ એકલી બુદ્ધિ ન મારી વિચારી શકી
કોણ જીવનભાર જગે વહેતો છુપતો.

દીઠું મેં તારા પ્રેમનું આભ અસીમ હવે
ત્યારે ઇચ્છા ને શક્તિ મેં ત્યાં જ દીઠી ઘૂમતી;
લાખો ગોળ ઘૂમે ઊડતા એ જ આભ વિષે

તેને આભ ન ધારે તો કોણ સમા ઝૂલવે?
મારા નાથ! નથી અમ ઇચ્છાનું મૂલ્ય રતી—
અમ ગર્વ તું પોષી રહ્યો તારા પ્રેમમિષે!

## ૧૨૩

# શક્તિ ને સ્નેહ

તારો સર્જ્યો આ માનવ તારી જ સામે પડે
એવી ગૂંચ શી રાખી તેં આ તારા સર્જનની?
છોડી ગાંઠ તે શક્તિથી સ્નેહના બંધનની
જગ જીતવા માગે સદા નિજ શક્તિ વડે;

નિજ બંધુને દાબવા બાંધવા તે ઝપટે,
ન કરે પરવા કશી સત્યના પાલનની;
પણ આખર આવશે એના એ મંથનની
જ્યારે મૃત્યુ કે વિશ્વ જ એનો વિનાશ ઘડે.

જીતી જીતીને કેટલું જીતશે માનવ આ?
નહીં એકલી શક્તિ કદી જગ જીતી શકે:
તને જીતવાનો મને કીમિયો લાધ્યો ખરે,

એક સ્નેહ જ ઝાલી શકે તારો પાલવ હા:
જગ પાસે નહીં તો તું પાસે શી શક્તિ ટકે?
તને, નાથ! હું સ્નેહથકી જ જીતું સમરે!

૧૨૪

# સર્વસ્વ

મારી પાસે તું છે પછી છે બધું મારી કને,
મારો તું જ થયો પછી શું જગે મારું નથી?
મારી રંકતામાં બધી વિશ્વની લક્ષ્મી અથી
મને આપે તું તોય હું તો બસ માગું તને;

નાથ! દૂર હવે થાઉં તુંથી એ કેમ બને?
અમી પામવા તારું રહ્યો જન્મોજન્મ મથી;
કોણ સૂર્યને તેની જ જ્યોતિ બતાવે કથી?
તું વિના બધું જીવન લાગે અકારું મને.

મારે અંતર ઝૂકતો દીપ હવે ઝબૂકે,
તારા તેજનું તેજ તું પૂરજે, નાથ! તહીં;
એની જ્યોત અખંડ જળાવજે ઊંચે જતી,

તારા સત્યથી આંખ રખે કદી એની ચૂકે;
બળે કે એ બુઝાય, છતાં તારા સત્યમહીં:
જીવને, મરણે, અનંતત્વે હો એ જ ગતિ!

## ૧૨૫

# અવિરત શોધ

તને ક્યાં ક્યાંથી ખોળતો આવ્યો હું આજ લગી?
અગણિત યુગોથી બધે તને શોધી વળ્યો:
જળમાં થળમાં પડી પથ્થરથી નીકળ્યો,
જઈ વૃક્ષ વિષે રહ્યો ભૂમિને હું વળગી;

લીલાલ્હેરભરી તરુસૃષ્ટિ કરી અળગી
હું તો પક્ષી અને પશુમાં યુગ કૈંક પળ્યો;
પછી અંતે આ માનવદેહમાં આવી ભળ્યો,
ને હવે વિરહાનલ ખૂબ રહ્યો સળગી.

મારે ક્યાં ક્યાં ને ક્યાં સુધી ખોળ્યા તને કરવું?
તને ક્યાં સુધી એમ છુપાઈને ર્‌હેવું ગમે?
તારો ગૂઢ નિવાસ બતાવ્યો છે પ્રેમે મને,

હવે જાણ્યું મેં કેમ ને ક્યાં તને આંતરવું:
મારાં ગીતના ગાંઠ આ જાય બંધાતા ક્રમે,
મારા નાથ! હવે સરવું નથી રહેલું તને!

## ૧૨૬

# પ્રેમની અસીમતા

જગે પ્રેમની કોઈ સીમા નહીં હોઈ શકે,
કાંકે પ્રેમ મહાન એ તારે જ ઉર વસે;
અહીં માનવ પ્રેમના ટૂકડા લેવા ધસે,
પણ કેટલું એનું પરિમિત ઉર ટકે?

કદી તારાને કો ગણી માગી શકે ખલકે
પણ આભને ઊંડળમાં ભરી કોણ ગ્રસે?
જેમ વાધીએ તેમ એ પ્રેમદિગંત ખસે,
અને જીવન પૂઠે જતું વચમાં અટકે.

મારું અંતર પીગળતું મારી આંખે ઢળે,
પણ પ્રેમ નથી કૈં હિમાલય જેવો ઉરે;
વદને કો અલૌકિક જ્યોતિ ઠરે હસતી,

પણ પ્રેમ ઉરે કંઈ દીપ સમો ન બળે:
મારા નાથ! આ પ્રેમને નામે જે હૈયે સ્ફુરે
તે તો તારી અસીમતા મારી સીમા ગ્રસતી!

૧૨૭

# પ્રેમની પૂર્ણિમા

તારા શુદ્ધ અલૌકિક પ્રેમને પાત્ર થવા
અમને કરવા દે પ્રયોગ તું પ્રેમતણા:
અમ અંતરમાં રહ્યા સ્વાર્થ વિકાર ઘણા
તેને પ્રેમને નામે અમે ચહીએ કથવા;

પછી માંડીએ પ્રેમતણાં કિરણો અથવા
સ્વજનો જનબંધુઓશું પ્રયત્ને ભમણા;
ધીરે ધીરે જતી તૂટતી અમ સૌ ભ્રમણા—
અંતે લાગીએ તારા જ પ્રેમથકી મથવા.

જળે કાંકરીથી જેમ વર્તુલ રહે વધતાં
તેમ પ્રેમનાં વર્તુલ યે પથરાતાં વહે;
સુદમાં શશીકુંભ વિશેષ ભરાતો જઈ

અહે આખર પૂર્ણપ્રભા રવિ સામે જતાં;
તારી સામે ઊભો રહેવા, મારા નાથ! કહે,
મારા પ્રેમતણી હજી પૂર્ણિમા શું ન થઈ!

## ૧૨૮

# ખરી વસંત

હજી શું તું વસંતની લીલાને ઝંખા રહ્યો?
હવે તો ફૂંકે વાયરા શીત હેમંતતણા;
હિમ છાયું અને વધુ છાશે દિલે હમણા,
હવે પ્રેમ ને હાસ્ય ને રંગનો કાળ વહ્યો;

નહીં આવે ફરી તારી પાસે તે તારો ચહ્યો,
લીલાં પાન અને કુસુમોની રહી ભ્રમણા;
છોડી દે બધી તારી વસંતતણી રટણા,
ગયો યૌવનનો રસ તે ફરી કોણે લહ્યો?—

ભલે લોક જુએ મારે અંગ હેમંત ઠરી,
પણ આવી વસંત ખરી હમણા જ દિલે;
મારી આંખે સૌંદર્ય અલૌકિક આજ તરે,

મારાં ગીત લચે નવપાન ને પુષ્પ ભરી;
મારા નાથ! આ મારી વસંત જો કેવી ખીલે!
ઝૂલે પ્રેમ અનંત જ્યાં ત્યાં જ વસંત ખરે!

## ૧૨૯

# મંદિર

જ્યારે સંધ્યાના સૂર્યગૂંથ્યા પડદા ઊતરે
એક અંક પૂરો કરી લોકધમાલભર્યો,
ઘણુંછાંયાં એકાંત મેદાનોમાં જાય સર્યો
ઘેરો ઘેરો થતો નભછાંયો, ને ત્યાં ઊભરે

નભમાં કંઈ પક્ષીનાં વૃંદ ભરી નજરે
નિજ માળાની શાંતિ ને તેનો આરામ નર્યો,
અને સોનલ કુંભ, જે સંધ્યાએ કેડે ધર્યો,
ઢોળે શાંતિસુધા ધીમે પોઢતી પૃથ્વી પરે.

એવી સૌમ્ય પળે નભમંદિરદ્વાર ખૂલે :
આત્મદૃષ્ટિ સમી પછી અદ્‌ભુત ત્યાં પ્રગટે
લાખ દીપભરી દીવી રાત્રિતણા કરમાં,

અને નાદની ધૂન જગાડતો ઘંટ ઝૂલે :
પ્રભુ ! જ્યાં દિનઅંક આ દિવ્યતામાં પલટે,
ખૂલે ના તારું મંદિર શું મુજ અંતરમાં ?

૧૩૮

# ગુલાબ

મારે અંતર સુંદર એક ગુલાબ ઊગ્યું
ઊંડી ભક્તિની મ્હેક સમું જડ આ જગમાં,
હું તો ડૂબી રહ્યો મુજ કામતણા ઢગમાં
અને નિત્ય નિરાશ રહ્યું મન મારું ખૂંચ્યું;

કોક વાયુએ આવીને જોઈ ગુલાબ ચૂંટ્યું
ને ગયો તે સમાવી સુગંધ ડગેડગમાં;
પછી મ્હેક એ આવી અડી મને, ને રગમાં
કંઇ જાગી ઊઠી મારે આત્મપ્રદેશ પૂગ્યું.

મારી પાસે હતું પણ મેં નહીં જોયું જરા,
મારે હૈયે હતું પણ મેં જ તે જાણ્યું નહીં;
એની સર્વ સુગંધ લૂંટાઈ ગઈ જગતે,

અને નાહક નિંદે મને જન સૌ નવરા:
હવે નાથ રહ્યું મુજ પાસ ન કાંઈ અહીં,
ભલું રંકતામાં જીવવું તારા સૌ ભગતે!

૧૩૧

# જપમાળા

મારા હાથમાં માળા લઈ તારું નામ જપું
કંઈ સો ને હજાર ને લાખના અંક ગણી;
મારે હોઠે હું નામ દોડાવતો જાઉં ભણી,
અને નામને સાટે હું અંકના ધ્યાને ધપું;

જપની ઝડપે હું ભલીભલી હોડ ટપું,
જાણે જીવનમાં કરી લીધી મેં જીત ઘણી;
તારા નામની સાથે મેં મારી યે કીર્તિ ચણી,
ને હું ભક્ત મહાત્મા સમો જનલોકે ખપું!

મેં તો આ જપમાળાનો ધંધો ચલાવ્યો જગે,
અને લોક ગણે હું તો મુક્તિને માર્ગે પળ્યો!
મારા નાથ! તેં વિશ્વનું બંધન લીધું ચહી,

અને લે શ્રમ વિશ્વની સાથે દરેક ડગે,
તારો સાથ હું વિશ્વમાં છોડી ક્યાં જાપે ચળ્યો
અને નામના અંકે ઢૂંઢું જ્યાં તું છે જ નહીં!

## ૧૩૨

# ખાલી ગભાર

તારાં નામ અનેક દઈ તને સર્વ સ્મરે
જકડી તારું રૂપ અરૂપ એ જંજીરમાં;
તારી ભક્તિ ને પૂજા કરે જઈ મંદિરમાં
જાણે બ્રાહ્મણશો તને યે જઈ તૃપ્ત કરે;

તને ઘંટે જગાડીને ધૂપ ને દીપ ધરે,
બોલી મંત્ર એ અંજલિ ભીંજવતો નીરમાં;
રખે લોક ગણે એને નાસ્તિક કાફિરમાં
તેથી આરતી રોજ ઉતારતો ઉચ્ચ સ્વરે!

તું તો નિત્ય અનામી અરૂપ અદશ્ય રહ્યો:
તને શોધવા સૌએ જંજાળ કશી કરવી?
તને રાખ્યો ગભારે પૂજારીએ સર્વ થકી,

તારાં પોષણનો બધો ભાર યે એણે સહ્યો!
તારાં નામની સાખે સૌ વાત કરે ગરવી,
પણ નાથ! તું તો હસે બ્હાર ઊભો છટકી!

૧૩૩

# ધ્રુવ

તારા ઊંડા અસીમ આકાશમાં ઘૂમી વળે
મારો આત્મા ઝીણી નિજ પાંખ બધે વીંઝવી:
તારા સર્જનનું મીઠું ગાન રહે રીઝવી
અણસૂણ્યા નવા નવા સૂર જ્યાં આવી ભળે;

ઉષા આવતી રંગભર્યાં નાખે પુષ્પ ગળે
તાજા ઝાકળની કુંળી તાજગીમાં ભીંજવી;
અને રાત્રિનાં આંસુને અંતરમાં થીજવી
કરી શાંતિનું તિલક ભાલમાં સંધ્યા લળે.

પણ ઊંડા અસીમ આકાશે જે નૂર વસે
તે એ સર્વથી છે પર ને અણવર્ણ્યું રહે:
મારા આત્માની પાંખ તો તે જ દિશાએ ધસે,

નહીં ગાન, ન સુંદરતા કે ન શાંતિ ચહે;
મારા આત્માની આંખ તો તે ધ્રુવથી ન ખસે
જહીં નિર્મળ જ્યોતિમાં તું તેને કંઈ કહે!

## ૧૩૪

# શ્રદ્ધા

જ્યારે વર્ષામાં ગાદલાશું ધાડાં વાદળને
ઓઢી વ્યોમ સૂએ નિજ આંખને બંધ કરી,
ઊડી પક્ષીઓ માળે ભરાય ભયે થથરી
જોઈ ત્યાં રજની આંખે આંજતી કાજળને;

સૂતું વ્યોમ જગાડવા સાગરનાં જળને
વીંઝવા આવે વાયુઓ પાંખમાં પાંખ ભરી;
વનકુંજના કંઠ રહે તહીં મૌન ધરી,
અને લોક ચઢાવી દે દ્વારમાં સાંકળને.

ધરા ખૂંદતો મેઘ ત્યાં મૂશળધાર પડે:
મારી ઓરડીમાં પળવાર હું ચિંતા કરું—
આ શું પૃથ્વી ડૂબે કે આ આખરી કયામત છે?—

ત્યાં તો વીજ ઝબૂકે ને આભ ઊંડે ગગડે,
ને હું શાંતિથી શ્રદ્ધામાં સૂઈ જતો ઉચ્ચરું:
મારો નાથ છે જાગ્રત — વિશ્વ સલામત છે!

૧૩૫

# તારી કેડી

તારા મુખની લાલી ઉષામુખ જોઉં પડી,
તારી પાનીનું પદ્મ તો સંધ્યાપટે નિરખું.
ભાળું ચંદ્રની શુભ્રતામાં તારું અંગરખું,
પામું તારકલોચનમાં તારી જ્યોતિ વડી;

દેખું તારી વિશાળતા આભમાં નિત્ય ખડી,
તારી શ્વાસસુગંધ યે વાયુ વિષે પરખું,
ને નિહાળું અમોલ હૈં તારી દયા સરખું
અમી ઊતરતું જ્યારે વર્ષતી મેઘઝડી.

બધું દીઠું છતાં નહીં દીઠું જે જોવું હતું,
બધું પામ્યો છતાં નહીં પામ્યો જે ચાહ્યું ઉરે;
શોધી શોધીને થાકું, રે તારો છે પંથ કહીં!

ઝૂકયા સ્વપ્ન સમું તારું કિરણ આવી જતું,—
કયા ઊંડા અંધારેથી કેડી એ તારી સ્ફુરે
જ્યાં પ્રવેશી મળું, પ્રભુ! હું તને સામો તહીં;

૧૩૬

# મ્હેર

વણમાગ્યું બધું મને દીધું તેં, મારા ધણી!
મારે કાજ આ વિશ્વ તેં રાખ્યું બધું સરજી;
મારી ભૂખ, તૃષા, મારી ઈચ્છાઓ ને મરજી,
મારા દેહ ને પ્રાણની માગ સંતોષી ધણી;

તારાં આકાશ, પૃથ્વી, હવા, પાણી અગ્નિતણી
પણ લ્હાણ લીધી બહુ વાર બની ગરજી,
અરજી પર હું કરતો જ ગયો અરજી,
પણ એકકે તસુ ન વધ્યો આગે તારી ભણી.

આપ્યાં જ્યોતિ ને આંખ—ને તું જ છુપાઈ રહ્યો;
પામ્યાં ઉર ને બુદ્ધિ, તો માયામાં ભૂલ્યાં ભમી;
એમ માગ્યું બધું દુઃખમાં બદલાય સદા,

પ્રભુ! એ તારી મ્હેરનો મર્મ ન પ્હેલે લહ્યો:
ધીરે ધીરે હું માગતો થાઉં કમી ને કમી,
વધુ ને વધુ મ્હેર એ તારી હું ઝીલું તદા!

૧૩૭

# લોકલાજ

તારી વિશ્વરૂપી દરબારમાં બેસી તું તો
તારા દેવોની સાથે હસે, એમ લોક કહે;
પણ મેં લીધું જોઈ કે ક્યાં તારો વાસ રહે:
તારા શ્રીહીણ, રંક અને શ્રમજીવી સુતો,

તારા નિર્બળ, અંધ, અપંગ અને અછૂતો,
દુનિયાનો ભલે એ ધિક્કાર ને માર સહે,—
હો ગરીબના બેલી! તું એ સહુને જ ચહે
ને કરે તારા નિઃસીમ સ્નેહના બાળદૂતો.

મારો ગર્વ ન એ તારે વાસ શકે ઊતરી,
મારું જ્ઞાન ન પ્હોંચી શકે તને એવે સ્થળે,
મારી જાત ન બેસી શકે એવી સંગતમાં,

મારા હાથ ન સ્પર્શી શકે તારા પાય જરી:
પ્રભુ! ઊંચે રહ્યો હવે કેમ હું આવું તળે?
મને લોક હસે નિરખી એવી પંગતમાં!

૧૩૮

# ભક્તિની ઠઠ્ઠા

તારો ભક્ત કહી જગ રહે મુજને હસીને:
તારી ભક્તિ કરી જગ શું બને હીન કદી?
કૈંક ડુંગરો, ખીણો ને ખેતરોમાંથી નદી
શું ન ચૂમવા સાગરપાય જતી ધસીને?

ઊંચે ઊંચે જતા નિજ શીશ નભે ધસીને
શું ન પર્વતો ધ્યાન ધરે નીચે સૌ ચગદી?
કદી પ્રેમનો ભક્તિનો કોય ખરો દરદી
નહીં હીન બને નિજ ભાવનાશું વસીને.

ગરજાળુ જગત્ પ્રભુનું કરતું સ્મરણું
જ્યારે કોક વિપત્તિ શિરે તેને આવી પડે:
પ્રભુ શું દેવાદાર બની વાટ જોતો વસે

કે તે જ્યારે માગે જગ ત્યારે ભરે ભરણું?
પ્રભુહીન જનો નિજ જ્ઞાન વિષે સબડે,
નહીં જાણે ત્યાં બેઠો બેઠો પ્રભુ કેમ હસે!

૧૩૯

# નવું મંદિર

તારા મંદિરમાં બેસી મ્હેરભરી નજરે
તારા ભક્તોની પૂજા તું નિત્ય સ્વીકારી રહ્યો;
મેં યે સર્વની જેમ એ પૂજાનો માર્ગ ગ્રહ્યો,—
તને ફૂલ ચઢાવી જતો નમી બન્ને કરે;

મારાં દૈનિક કાર્ય કરી પડતો નિંદરે,
અને એમ જતો વ્યવહાર સૌ રોજ વહ્યો;
કોણ જાણે, હો નાથ! તને મેં કેવોક ચહ્યો
કે તું આવી બેઠો તજી મંદિર મારે ઉરે!

અરે! આ કેવી આપત્તિ મેં વ્હોરી સ્નેહતણી!
મારા સૌ વ્યવહાર પડ્યા રૂહે હવે સદને:
તારી સેવા ને હાજરીમાં મારે રૂહેવું સદા,

મારે ભક્તિ પવિત્રતા જાળવવી બમણી:
મારા નાથ! પળેપળ જોયા કરું હું તને,
રખે તું મારું અંતર છોડીને જાય કદા!

૧૪૦

# તીર્થ

ભવખેડીમાં સૌને પૂરી એવો તું સટકયો
કે ન તું પકડાઈ શકયો કદી કો કરથી;
તારી મૂર્તિ અનેક કરી પછી પથ્થરથી
બાંધ્યો મંદિરમાં કે ન જાય ફરી છટકયો;

એવે મંદિર મંદિર માનવ રૂહે ભટકયો
ધૂપદીપફૂલે તને પૂજતો આદરથી,
બાંધી તારક જેટલાં તીર્થ તને ઘરથી
રહ્યો માનવ શોધી બધે જ વિના અટકયો.

તારા નામનો ધંધો એ તીર્થમાં ચાલી રહ્યો,
તારી આડત કૈંકે જમાવી અનેક કળે;
'અહીં જો! અહીં જો!' એમ તું ઉરે ઠોકયા કરે,

પણ માનવે એ તારો સાદ ન માન્યો–લહ્યો;
મારા નાથ! મને લાખો તીર્થ તો ત્યાં જ મળે,
તને શોધી ત્યાં સ્થાપ્યો સદાનો મેં કેવો ખરે!

૧૪૧

# અમીનું પૂર

મારા અંતરની બધી ઓરડી શોધી વળું,
જોઉં એષણા મારી પડી મરવા તરસે;
પડખે છલકાતું જતું અમીપાત્ર રસે
પણ પાણી વિના નહીં એનું છિપાય ગળું;

હું તો તારા વિના દિનરાત ઉરે પ્રજળું
તહીં જીવનના રસ ઊકળતા દરસે:
નહીં મોહના મેઘ હવે દૃગમાં વરસે,
હવે એષણાનાં તલખાંથી હું ના પીગળું.

મારાં આંસુના બિંદુએ બિંદુએ જે ઝરતું
તે અમી જ હવે ઉભરાતું જતું ઉરમાં;
મારી સાથે, હો નાથ! તને ય દીઠો રડતો,

ને અમીમાં અમી તારું ત્યાં જ જતું સરતું:
બધી એષણા ડૂબી ગઈ એ અમીપૂરમાં—
હું તો આવું અમીપૂરે તારી કને ચડતો!

૧૪૨

# જીવનનો ઉમળકો

મારા જીવનમાં પળો આવતી મોજાં સમી
જગતીર પરે પછડાઈને પાછી જતી;
ભરતી ભરતાં છિપલી તીરે ભેગી થતી
જાણે અંતરભાર થતો કંઈ એથી કમી :

પળ પૂઠે ઘડી, દિન, માસ ને વર્ષ રમી
રહે માપતાં વિશ્વમાં જીવનકેરી ગતિ;
કરે કાળ એ જીવનની સ્થિતિ એમ છતી,—
ફીણ, બુદ્બુદ ને પછી સર્વ રહે વિરમી.

મારે ફીણ ને બુદ્બુદ જોઈને શું કરવું—
છો એ મોજાંથી ઊડીને શોભતાં રૂડું પળ કો!
મારા નાથ! હું ઊછળતો રહું સિંધુ સમો

તારું નામ પોકારતો ગર્જનથી ગરવું,
મારાં મોજાં જ છે મારો જીવનઉમળકો,
ભલે હું તારા સિંધુ વિષે હોઉં બિંદુ સમો!

૧૪૩

# ઉકરડાનું રત્ન

જ્યારે હું મારાં પ્રિય ખિલોણાંશું એકલડો
રમતો કંઈ મારી જ સૃષ્ટિ રચી જૂજવી,
કરતો તારી સાથે હું વાત નવી ને નવી,
ત્યારે તું મને લાગતો ત્યાં ન જરા અતડો;

મારી ઢીંગલીઓમાં કરાવતો કૈં ઝઘડો
પાછી શાંતિ કરી દેતો ન્યાય હું ત્યાં ચુકવી:
ધીરે ધીરે ખિલોણાં ને સૃષ્ટિ એ સૌ ફગાવી
હવે ચૂંથી રહ્યો હું આ જીવનઉકરડો!

હતો ઢૂંકડો તે હવે તું લાગે દૂર રહ્યો,
મારો ઉકરડો બધો જોઈ તું નાક ધરે!
તને પાછો બોલાવવા એ બધું સાફ કરું,—

ત્યાં એ ઉકરડા તળે કૈં ચમકાટ થયો:
તારા નામનું રત્ન હતું તે ઉડાડ્યું કરે,
મારા નાથ! હું એ જ હવે તારે પાય ધરું!

૧૪૪

# ભક્તિપ્રયાણ

જગે લેવું હતું તે ન લીધું અમે પરખી,
જેનું મૂલ્ય હતું નહીં તે લઈ ભેગું કીધું;
તેં તો વિશ્વ ભરી ભરી સત્યસૌંદર્ય દીધું,
પણ નેણ રહ્યાં અમ ચિત્ર જુદાં નિરખી;

વહે સ્નેહસુધા ઉરને છિપવા સરખી
તેને છોડીને પીડતું સ્વાર્થનું વારિ પીધું;
ભવભાવટ ટાળતું તારું ન નામ લીધું,
હવે તો અમને રહ્યાં એ જ બધાં ભરખી.

પ્રભુ! ઊંધું લીધું દીધું તે તું જ સૂધું કરે,
હવે આંખતણો પડદો મારો ખૂલી ગયો,
જે થવાનું હતું તે થયું—બધું ખાખ થજો!—

હવે અંતરે તારું જ સત્યસૌંદર્ય તરે;
તારો હીરામઢેલ હિંડોળ જ્યાં ઝૂલી રહ્યો,
નાથ! ત્યાં જ હવે મારું ભક્તિપ્રયાણ હજો!

૧૪૫

## ઝબૂકા

જ્યારે વાદળઘેરો નભે દિસે વીખરતો,
તારા મ્હેલઝરૂખાતણો મહેરાબ ઝળે,
તેને રંગપટીથકી માપવા ત્યાં નીકળે
ક્ષિતિજે જતો સૂર્ય પ્રલંબ કરો ધરતો,

ત્યારે ત્યાં તારો હાથ છૂપો જાણે આંતરતો
રવિના કરને ઘેરી વાદળના પડળે,
અને જોતજોતાં પેલી રંગપટી પીગળે,
ઝરૂખો પણ થાય અદૃશ્ય કહીં સરતો!

તારા ધામની ઝાંખી અહીંતહીં એમ દઈ
અમ આંખ ને અંતર આકર્ષતો ત્યાં રહે;
તારું વ્યોમ રડે ને રડાવે અહીં અમને

ને તું લૂછવા આંસુ ન આવે પ્રત્યક્ષ થઈ:
પળના ઝબૂકા એવા, નાથ! ન ઉર સહે—
હું તો જોવાને માગું તને, નહીં આશ્રમને!

૧૪૬

# કસ્તૂરીકામૃગ

મેં તો સ્નાન કીધું જઈ ઝાંઝવાના જળમાં,
ચંદ્રકિરણથી ગૂંથ્યું વસ્ત્ર ત્યાં પ્હેરી લીધું;
સંધ્યાથાળથી કંકુ લઈ શિરે ટીલું કીધું,
અને વાયુશા પાંખાળા ઘોડે ચઢ્યો પળમાં;

ઊડી ફાળડા પાડતો ઘૂમ્યો હું વાદળમાં,
ત્યાંથી તારાની વાડીમાં કીધું પ્રયાણ સીધું;—
ઝબૂકી વીજળી ત્યાં ઓચિંતી—ને ઝોકું ખીધું,
અને હું આવી પાછો પડ્યો મુજ આ સ્થળમાં!

તને શોધવા બ્હાર હું ઘૂમું ને પાછો પડું,
કેવાં આ બધાં કલ્પનાનાં છે વૃથા વલખાં!
સર્વવ્યાપક તું છે રહ્યો તો શું હુંમાં નથી?

મારે હૈયે રહ્યો છતાં શું તને ત્યાં ન જડું?
મારા નાથ! શાં વ્યર્થ આ જીવનનાં તલખાં—
હું જ કસ્તૂરીકામૃગ કસ્તૂરી શોધું મથી?

૧૪૭

# પારસમણિ

મળે પારસ તો કરું કંચન લોહતણું,
એ જ ધૂન રહે મનમાં કીમિયાગરને;
મણિ કાજ એ ખોળી વળે ગિરિકંદરને,
એને મેળવવા વેઠે કષ્ટ અનેકગણું;

એણે જોયું નથી મણિનું કદી એક કણું,
તો ય ખોળી વળે બધી પૃથ્વી ને સાગરને;
ઊંચકીને ઘસી જુએ વાટના પથ્થરને
પણ જીવનમાં ન ફળે એનું એ શમણું.

તારા સ્વર્ગનો એ મણિ જીવતાં કોને મળ્યો
કે એ લોહનું કંચન સ્હેજમાં એમ કરે?
હું તો પામ્યો એ પારસ ભક્તિસુધારસમાં,

અડતાં મારા અંતરલોહનો ભાવ ટળ્યો:
મારાં ગીતના શબ્દ શા કંચનરૂપ ધરે,
મારા નાથ! પડી તારા દિવ્ય કૃપારસમાં!

૧૪૮

# ઊર્ધ્વગમન

તારા ભક્ત થયા મોટા મોટા અનેક સમે,
જીવ્યા ધૂન ભરી તારાં કીર્તને ને ભજને;
કવિઓ પણ ગાઈ અનેક ગયા કવને
તારા પ્રેમનાં ગાન જે સર્વને કંઠ રમે;

ઊઠી ચંદ્ર અમાસઉછંગથકી પૂનમે
ભરતો મુખ પ્રેમસુધાથી ચડે ગગને;
તારા નામથી પામ્યા પ્રકાશ બધા જીવને,
થયા ચંદ્રશા પૂર્ણપ્રભા કદમે કદમે.

અમે તો બધા વાદળ જેવા અવર્ણ રહ્યા,
દીપિયે અમે તારું જ તેજ ઉછીનું લઈ;
રંગ રંગ ભરી ઘડી શોભિયે વિશ્વ કને,

અમે બોલિયે બોલ બધા આ તારા જ કહ્યા:
મને, નાથ! ઉપાડ્યો તેં પૃથ્વીથી હાથ દઈ,
સુધા પાઈ પૂરી કર પૂર્ણિમા જેવો મને!

૧૪૯

# ઊર્મિ

મહાસાગરને ઉરથી મોટી ઊર્મિ ઊઠે,
ઊઠીને પણ પાછી તે સાગરમાં જ પડે ;
જાણે સાગરપેટીનું ઢાંકણું ત્યાં ઊઘડે
નિજ રત્ન ભરી લેવા લોકને મૂઠે મૂઠે ;

પણ ઢાંકણું તો પડી જાય ત્યાં પાછું પૂઠે
અને કોઈને પેટી વિષેનું ન રત્ન જડે ;
થાય ઢાંકઉઘાડ ઘણાં એવી ઊર્મિ વડે,
અને ગુહ્ય એ સાચવી સાગરઉર ત્રૂઠે.

મારી ઊર્મિ ઊઠે મહાસાગર જેવી ઉરે
પણ તે મારું અંતર ઢાંકે ન તારી કને ;
મારી ભક્તિ જ ઊર્મિ બની ઊઠે અંતરથી,

તારે તીર પડી પથરાય તે સ્નેહ પૂરે :
મારા નાથ! હું તો કરું અર્પણ સર્વ તને,
તારા પાય મઢું મારાં મોતીશાં ગૌહરથી !

૧૫૦

# ઘેલાની સંગત

તારી સાથે સંબંધ હશે શો બંધાયો મને,
તે શું જાણે પ્રપંચ વિલોકતા લોક અહીં ?
મને ઘેલો કહે સહુ ડાહ્યા પ્રવાહમહીં,
અથવા કહી મૂર્ખ કે ધૂર્ત સૌ તૂમ બને ;

ગાતો ગાતો ધૂને એકતાર બનું ભજને
ને વહી રહે આંખથી આંસુની ધાર જહીં,
કહે લોક આ દંભીને છે કશી લાજ નહીં,
એને આ રુદનો છે બતાવવાં કોની કને ?

ભલે ઘેલો કે મૂર્ખ કે ધૂર્ત આ લોક કહે,
વસે સિંધુથી દૂર તે સિંધુને શું સમજે ?
હું તો લોકનું કોટલું તોડીને બહાર ગયો,

હવે કીટ થવા ફરી શું કો પતંગ ચહે ?
મારા નાથ ! આ ઘોળીને પી ગયો આલમ જે,
તે શું ઘેલો છે કે તારી સાથે તે ઘેલો થયો ?

## ૧૫૧

# તારો અગ્નિ

તારો અગ્નિ ધગી રહ્યો વિશ્વ વિષે ઝગતો,
ધરણી મહીં ને નભમાં બધે કોઈ રૂપે;
તારી જ્યોતિ છવાઈ જગે તે ન ક્યાંહીં છૂપે
તારો રાખતી ચેતનમાર્ગે સદા તગતો;

રવિ તારકમાં જેવો અગ્નિ રહે ધગતો
તેવો તે ધરણીઉદરે પણ નિત્ય ધૂપે,
અને આ અમ અંતરને પણ ઊંડે કૂપે
ધગતો રહી એ કરે નાસ્તિકના ભગતો.

મારા અંતરને તારું મંદિર સાચું કરી
તારો અગ્નિ એ રાખું પવિત્ર સદા હું તહીં;
મારો દેહ ધગી રહ્યો ને સહુ આત્મ ઝગે

એવું તર્પણ આપું એ અગ્નિની વેદિ ભરી,
નાથ! જ્યારે થશે ભડકો તારી જ્યોતે મહીં,
તારો હાથ ત્યાં જોઈ લઈશ હું મુગ્ધ દૃગે!

૧૫૨

# સદાચાર

'સદાચાર જ ઉત્તમ પ્રાપ્તિ છે માનવની,
એ જ છે જગમાં સુખ સાચું અને ગરવું;
સદાચાર થકી જ સદા સદાચારી થવું,
એ જ શ્રેષ્ઠતા છે સુખપ્રાપ્તિના ગૌરવની;'

તજીને પ્રતિમા બધી સત્તા ને વૈભવની
અંતે માનવે મૃત્યુને અંધપ્રદેશ જવું;
જગને ઠગીને નિજ અંતરને ઠગવું—
કેમ માનવને ગમે દુષ્ટતા પાશવની?

રહે સૂર્યની સાથે તો ક્યાંથી અંધાર નડે?
પણ માનવને નહીં ચાલે અંધાર વિના;
ઋષિ સંત પેગંબર ધર્મ બતાવે ખરો,

પણ માનવ તો નિજ કર્મની બેડી ઘડે:
કોણ તું વિણ છોડશે બંધ એ માનવિના?
નાથ! શેં ન એ દેખે ક્યાં છે તારો સ્નેહઝરો?

૧૫૩

# અદૃશ્ય

તું તો વાયુ સમો છૂપો આવીને ઓરડીમાં
મારા ઉષ્ણ કપાળને ચુંબીને શાંત કરે;
મારે અંગ બધે તારો હાથ દયાળુ ફરે
અને વેદના ઓસરે મારી તહીં ઘડીમાં;

ઊતરે નવું તેજ ફરી મારી આંખડીમાં,
લાવી ઓરડીમાં તારું વિશ્વ તું આખું ભરે;
મારો હાથ નવાં નવાં ચિત્ર ફરી ચીતરે
ને તું રીઝી રહે મારી એ ફૂલપાંદડીમાં.

પિતૃઅંતર તારું સદા કરુણાએ ભર્યું—
જાણે વાત, હો નાથ! તું તો સહુના મનની;
સમયે સમયે તારી મ્હેર સદા વરસે,

કરે તું, પણ માનવ જાણે કે મેં જ કર્યું:
મારા નાથ! તું ચિંતા કરે તારા સર્જનની,
તું છે પાસે છતાં ઉર શેં ન તને દરસે?

## ૧૫૪

## ગલ

મારી જાળને નાખી મેં વિશ્વસમુદ્રમહીં,
તેમાં અદ્‌ભુત વસ્તુઓ આવી પડી સઘળી:
પડી મેઘની કૈંક ઝબૂકતી દીવાસળી,
નભતોરણથી છૂટી ઊડતાં વસ્ત્ર કહીં;

પડી સંધ્યાઉષાની પ્રસાધનપેટી તહીં,
રજની શિરકેશની હીરાસળી ઊજળી;
દીઠી વ્યોમ કલિંગડ કેરી ચીરી કૂમળી,
ને પડ્યું દિન કેરું કસુંમલ કોળું જહીં!

ખોળી ખોળીને જોયું મેં જાળમાં જે જે હતું,—
ઘડી જોઈને આંખને આંજવાનું શમણું;
મારી જાળમાં આ બધું ફેંકી તું દૂર જતો,

મારા નાથ! તું તારું જ રૂપ કરે અછતું:
મારી જાળમાં ભક્તિતણો ગલ એવો વણું
કે તું આવવા પડે મહીં આખર તુષ્ટ થતો!

૧૫૧

# અધૂરાં સ્વપ્ન

મેં તો જોયું ને જાણ્યું ઘણું ઘણું જીવનમાં,
તોય બાકી રહ્યું હજી જાણવું જોવું ઘણું;
ક્યાં ક્યાં ઊડવા ને ફરવાનું ઊગે શમણું,
જાણે પંગુ પ્રવીણ થવા ચહે નર્તનમાં;

દિનરાત રહું કૈંક યોજનામંથનમાં,
જાણે ઊઘડે ગૂઢ કો દ્વાર દિગંતતણું,
પણ કોઈ દિશામાં ખસે નહીં એક કણું
અને આવી પડે પડદા વધુ દર્શનમાં.

ભલે વૃક્ષ બંધાયાં દિસે જડ ભૂમિમહીં,
ભલે લાગું હું છૂટથકી ફરતો હરતો :
અમે સર્વ અમારા જ દેહમાં કેદ પડ્યાં,

અને ના ઊઘડે અમ દેહનાં દ્વાર જહીં,
ત્યાં ન જોયું ન જાણ્યું તે શેં રહું હું સ્મરતો?
નાથ! તેં શું અમારાં અધૂરાં જ સ્વપ્ન ઘડ્યાં?

૧૫૬

# ઊર્ધ્વ દૃષ્ટિ

ફૂલરોપે બંધાય છે જ્યારે કો ફૂલકળી,
તે શું જાણે તે બાગે વને કે ક્યાં ઊઘડશે?
પણ ઊઘડતાં પછી ત્યાં એને સાંપડશે
જગની મધુરી લહરી એને શ્વાસ ભળી;

તે ન જોશે ધરા અપરિચિત કે અવળી,
તેને હૂંફ બધી તેના રોપ વિષે જડશે;
ખીલી શોભી જરા પમરી ખરી તે પડશે,
અથવા તે ચૂંટાશે પ્રફુલ્લ કિંવા ફૂમળી.

ગમે ત્યાં કળી ફૂટે છતાં તે ઊંચે જ જુએ,
ધરણીની બધી કળી જાણે એ સત્ય ગતિ;
બધા રંગ સુગંધ તે તારે જ કાજ ખૂલે,

પડતાં લડતાં શું મનુષ્ય જ જન્મ ખુએ?
શાને ઊર્ધ્વ બને ન અમારી જ દૃષ્ટિ મતિ?
નાથ! શેં અમ ઉર આ મટ્ટી જ જોતું ભૂલે?

૧૫૭

# સત્યનું સ્થાન

સદા સત્ય છે વસ્તુના અંતરમાં જ રહ્યું:
એને ખોળવા માનવ બ્હાર શેં મિથ્યા મથે!
'હશે ત્યાં, કંઈ દૂર છુપ્યું,' એમ રોજ બથે
સત્યશોધનમાં, પણ સત્ય ન જાય લહ્યું.

બધી જ્યોતિનું કેંદ્ર છે સૂર્યમાં આંખે ગ્રહ્યું:
પ્રસરે ભલે કિરણ ચોગમ વ્યોમપથે,
લાખો દેહપડોમાં ઢંકાયલું સત્ય કથે
નિજ હસ્તી, છતાં રહે જીવન બ્હાર વહ્યું.

મારી જીવનદૃષ્ટિ સંકેલું હું ઊંડી મહીં!
બધાં બ્હાર જતાં કિરણો બને લુપ્ત તમે,
તહીં સૂર્યશું સત્ય કદી જડશે ન કહીં;

જડતા વસ્તુ દેહની ભેદું કે આત્મ રમે
નિજ સત્યસૌંદર્ય નિહાળતો મુક્ત તહીં,—
નાથ! માનવ સત્યથકી શાને બ્હાર ભમે!

## ૧૫૮

# ચિત્રો

લાખોલાખ કૈં ચિત્ર ઊડી મારાં લોચનથી
ઊંડા કલ્પનાવ્યોમમાં ઊડી અદૃશ્ય થતાં;
મારી જાળ હું નાખું ત્યાં કો સપડાઈ જતાં
તેને સ્થાપતો હું ફલકે રંગબંધનથી;

કો પ્રશંસે, કસે કે હસે તેનાં દર્શનથી,
પણ એ તો રહ્યાં તેનાં તે જ જે આંખે હતાં;
એને ફોકટ કીધાં મેં લોક સમીપ છતાં,
એ ન જાણે વિભેદી કથીરને કંચનથી.

મારાં ચિત્ર ઊડી ત્યાંથી ચાલ્યાં ફરી ઊડવા,
ને આ લોક ઊઠી તેને જાય ફરી ધરવા;
મારા નાથ! જે ચિત્ર તેં મૂક્યાં અમારી કને,

તેમાં તારી કળા અમે ના જઈએ ઢૂંઢવા;
જોઈ ચિત્ર ને સ્વપ્ન તે લાગતાં ઓસરવા
હવે પાછાં બતાવવા વીનવીએ શું તને?

૧૫૯

# પુષ્પમાળા

મારી વાડીમાં સુંદર પુષ્પ ઊગ્યાં નિરખી
તેને ચૂંટી ગૂંથી તેની માળા ગયો કરવા,
મને લાગ્યાં રૂડાં તેવાં મંજાો હું સંઘરવા
તેના રંગ ને કોમળતા કળથી પરખી;

કીધી માળા એ મોહક મેઘધનુ સરખી
ગૂંથીને ઉરતાર સમા કસએ ગરવા,
પછી એ લઈ હું ગયો ભેટ તને ધરવા,
ધાર્યું લેશે એ માળાને ત્યાં કેવો તું હરખી!

પણ જ્યારે પ્રવેશવા હું તારે ધામ ગયો,
ત્યારે મેં દીઠું ત્યાં પરિવર્તન કોક થતું:
મારા હાથ ગયા લચકાઈ ત્યાં ભાર તળે

અને માળાની સાંકળ જોઈ હું દંગ થયો!
પ્રભુ! શું મારાં પુષ્પ તે ધીકતું લોહ હતું,
અમે ગૂંથિયે માળા કે સાંકળ મોહછળે?

૧૬૦

# આત્મવંચના

તારું સ્થૂલ કે સૂક્ષ્મ સ્વરૂપ ન કો નિરખે,
પણ તું આણુએ અણુ જાણે જુએ જગનું;
અહીં માનવને ભાવે રૂપ ભલું બગનું,
બને મોટો તપસ્વી ને લાગે મળ્યું ભરખે;

બધે દંભ ચલાવતો એ ઉરમાં હરખે,
અને ગર્વથકી કહે આ જગ છે ઠગનું!
એનું ધ્યાન રહે એના સ્વાર્થમાં બે ડગનું,
એ તો જાણે કરું હું જે તે નહીં કો પરખે.

કેવી ધન્ય એ ચંચળ વક્તા માનવની!
કેવી ધન્ય છે એની એ સાધુતાની કફની!
તારું આભ જુએ લાખો આંખે સદા અમને,

તારો વાયુ બધું સુણી જાય વીંટી અવની:
મારા નાથ! તું જાણે ગતિ સહુના મનની,
અમે શેં ઠગવા જઈએ અમ આતમને?

## ૧૬૧

# ધૂમ્ર

મારે અંતર સંતત અગ્નિ રહે જળતો
જેની ઉષ્ણતાથી મારું જીવન છે ધગતું;
પણ ધૂમ્રનું ચક્ર ઊડી ત્યાં ચઢે ચગતું
તેમાં મારો પ્રવૃત્તિપ્રવાહ રહે ભળતો;

નહીં ધૂમ્રના ચક્ર વિધેથી એ નીકળતો,
અને ચક્રનું જાદુ બને એવું ત્યાં ઠગતું
કે ન અગ્નિનું રૂપ દિસે કશું યે તગતું,
ને ઉજાળવા જીવન માર્ગ ન કો મળતો.

પણ એકદા જાણ્યું મેં અગ્નિને પેટવવા,
બળતું કરીને કરવા એનો ધૂમ્ર કમી;
સૌના શ્વાસમાં વાયુની જ્વાલા છે એવી ભળી,

કે તે ફૂંકતાં જ્વાલા ઊઠયે જાય ધૂમ્ર શમી;
નાથ! એ વિણ જીવન ધૂમ્રથી છોડવવા
મારું ચેતન કેમ ઊઠે ભડકે પ્રજળી?

૧૬૨

# દરવાન

બહુ વેળ મેં જાણ્યું ઉરે એવું કૈંક વસે
જે હું ચાહું--કરું તેથી કૈં ઊલટું જ કહે,
મારી બુદ્ધિને તે કરમાં પળવાર ગ્રહે
પણ બુદ્ધિ કદી છટકે તહીંથી કે ફસે ;

વિપરીત કશું કરવા મન મારું ધસે
અથવા મધુરાં કોઈ પાપનો ભોગ ચહે,
ત્યારે પૂઠે એ ખેંચવા આવતાં ચિત્ત દહે,
એ તો એનવેળા આવી વીનવતું પરસે.

એવું અંતરમાં બીજું અંતર કેવું હશે ?
એના આવતામાં ઉર મારું રહે ધબકી ;
મારા જીવનનો દરવાન એ કોણે કીધો

મારી બુદ્ધિ ને વૃત્તિને રાખવા એને વશે ?
એની કેટલી વાર રૂહે વીજ ઉરે ઝબકી,
તોય, નાથ ! ન લે ઉર શેં એનો માર્ગ સીધો ?

૧૬૩

# રક્ષણનું આવરણ

મારા નાથે દીધો નિજ મંદિરમાંથી લઈ
એક દીપ મને મારું મંદિર સોહવવા;
મેં તો દીવ્ય એ દીપની જ્યોતિને જોગવવા
બાંધી ઊંચી દિવાલો ચોમેર ચણાવી દઈ;

રોજ રોજ દિવાલ નવી બાંધતો જ જઈ
હું ફૂલ્યો હવે કો ન શકે દીપ હોલવવા;
પણ હું જ શક્યો નહીં જ્યોતિ તે ભોગવવા,
મારી દૃષ્ટિ ત્યાં મારે જ હાથ છવાઈ ગઈ.

કોણ જાણે હશે દીપ અંદર ક્યાંક પડ્યો!
હું તો બ્હારનો બ્હાર દિવાલ રહ્યો ચણતો:
મેં તો જાણ્યું હું દીપનું રક્ષણ એમ કરું,

પણ મારી એ વૃત્તિથી હું ઊંધે માર્ગ ચડ્યો:
હવે કોટ ને કિલ્લા હું જાઉં ફરી ખણતો,
મારી દૃષ્ટિને, નાથ! એ જ્યોતિથી ક્યારે ભરું?

૧૬૪

# કૂપવારિ

મારા ધામની પાસે મેં કૂપ બંધાવી તહીં
તેનું વારિ સિંચી કીધી ફૂલની વાડી ભલી;
નાની નાની ત્યાં સુંદરતાની પડી પગલી
અને ફૂલ રહ્યાં ખીલી ખૂબ આનંદમહીં;

જળ કાઢતો ને વાડી સિંચતો ભૂલું નહીં,
ફૂલ ચૂંટી ચૂંટી તેની રોજ કરું ઢગલી;
પણ આવી દશા ફૂલવાડીતણી અવળી—
પડ્યો કૂપ સૂકો, ઝરણું ગયું ચાલી કહીં!

અહા! બુદ્‌બુદશો બધો ગર્વ છે માનવનો,
એનાં શક્તિ અને શ્રમ એકલાં તે શું કરે?
મારા નાથ! હું કૂપ બંધાવું ને વાડી કરું,

ફૂલના ઢગથી કરું ઠાઠ યે વૈભવનો,
પણ જો તારી મ્હેરનું વારિ જ ના ઊતરે,
તો એ શુષ્ક વેરાન ને ખાડાને ક્યાં હું ભરું?

૧૬૫

# ભાગ્યનું ચક્ર

રહે ભાગ્યનું ચક્ર આ જીવનમાં ફરતું
તે બતાવે નહીં ખરું માનવમૂલ્ય કદી;
તળિયામહીં ધારતી રત્ન અનેક, નદી
વહતી જતી ત્યાં તેનું વારિ દિસે ભરતું

વમળો અને ઉપર રહે તણખું તરતું,
એમ માનવમૂલ્યને રાખી નીચે ચગદી
ચાલે ભાગ્યનું ચક્ર સદા, નહીં નેકી–બદી,
નહીં જ્ઞાન–અજ્ઞાનની કૈં પરવા કરતું.

પણ વાડી ને બંગલા, લક્ષ્મી ને સત્તા થકી
પરાજ્ઞાન ને શ્રદ્ધા, પવિત્રતા જીવનની,
મારા નાથ! તને છે અધિક ને મૂલ્યવતાં:

તો જ્યાં ભાગ્યનું ચક્ર યે ના શકે સ્થિર ટકી
ત્યાં શી હોય મને પરવા એના બંધનની
એનાં તેજઅંધારની અંતર ભૂલવતાં?

૧૬૬

# ઔદાર્ય

કેવું પ્રૌઢ મહાન ઔદાર્ય છે સૂર્યતણું!
ધરણીસુત મેઘનું કેવું સંમાન કરે!
નહીં મેઘની પોકળતા કશી હૈયે ધરે,
એની સ્હેજ યે સેવાનું રાખતો તે સ્મરણું;

જ્યારે મેઘ લે સૂર્યપ્રદેશ વિષે શરણું
ત્યારે સૂર્યદીધા શા પોશાકમાં એ વિહરે!
એને સોનલા રૂપલા શા શણગારે ભરે
અને રૂપ બતાવે શું અદ્દભુત લાખગણું!

જગે મોટાની છે જ મોટાઈ મહાન ખરી,
કરે નાનાને મોટો ધરી નિજ અંગુલિએ:
મારા નાથ! હું રંક નાચીજ જ્યાં શોધું તને,

મારી પોકળતા કેવા રંગે તું દે ત્યાં ભરી!
ખારી રેતે પડી ઊંચકી મારી શંખલીએ
ભરી દુંદુભિનાદ તું કેવો ગજાવે મને!

૧૬૭

# આકૃતિબંધન

કેવી કેવી છે આકૃતિ વિશ્વમાં સૌને મળી,
કેવી કેવી છે સુંદરતા પણ તેમાં ભરી!
કંઈ લાખો આકાર અમે રહીએ ચીતરી
પણ તારું વૈવિધ્ય શકાય કળ્યું ન કળી;

બહુ આકૃતિઓ નિરખી અવળી સવળી
થળમાં જળમાં નભમાં અમે શોધ કરી;
પણ કોણ કહી શકે આકૃતિ તારી ખરી?
અમે જોઈએ તેથી અમારી જ તુંમાં ફળી!

અમને બધી આકૃતિઓમહીં બાંધી દઈ
તું જ પોતે નિર્બંધ અને નિરાકાર રહ્યો;
નાની મોટી કરે, બદલે, કે દે ભૂંસી બધી,—

તું તો ચાહ્યું કરે સહુનો ચિત્રકાર થઈ;
તારાં ચિત્રોને ચાહી મેં, નાથ! તને જ ચહ્યો!—
છૂપવા તું કરી રહ્યો શી અવધિ, અવધિ!

૧૬૮

# સર્જકનું અસ્તિત્વ

અનંતત્વના સિંધુમાં દ્વીપ અસંખ્ય તરે,
તેના દીપ પેટાવ્યા તેં એક જ જ્યોતથકી;
જીવને જીવને એ જ જ્યોત રહી ઝલકી
સહુ સર્જનની પૂરી એકતા સિદ્ધ કરે;

તારા વિશ્વતણો નકશો એમ તું ચીતરે
ભરી રંગતણી નવલી નવલી ચટકી,
અમ આંખ ને કલ્પના નિત્ય રહે ભટકી
પણ ના તારો હાથ કહીં પડતો નજરે.

મારું નાનેરું સર્જન હું કરું આ કવને
તેમાં હું શું વસ્યો નથી મારું કવિત્વ ભરી?
બધા શબ્દ પેટાવ્યા મેં મારી જ જ્યોતથકી,—

શું થયું, નહીં લોક જુએ મને કે કરને?
નાથ! મારું યે તારે જ વિશ્વ રહ્યું વિહરી,
તારી જ્યોતે સમાય ભલે ઘડી તે ઝબકી!

૧૬૯

# આતિથ્ય

મારા મિત્રોને આપી ઉજાણી મેં એક સમે,
મને એક જણે ત્યાં મજાકમાં પૂછ્યું સીધું:
તારા નાથને યે શું આમંત્રણ તેં છે દીધું—
તને તેના વિના જમવા પણ કેમ ગમે ?

મેં કહ્યું: મારો નાથ યે આવશે, જોજો તમે!
ને એ સાંભળીને તેણે હાસ્યકટાક્ષ કીધું;
મેં તો હાથમાં મારું આતિથ્યનું કાર્ય લીધું—
મારા બંધુની સેવા વિના ઉર કેમ શમે ?

ત્યાં તો આવ્યો કો ભિક્ષુક બારણે પાત્ર ધરી,
અને મેં જઈ તેને ખવાડી વિદાય કીધો;
ભૂખ્યા મિત્રો પૂછે મને: નાથ છે તારો કહીં ?

મેં કહ્યું: મારો નાથ તો ગુપ્ત સંકેત કરી
આવી ખાઈને ચાલી ગયો એને પંથ સીધો,
મેં જમાડ્યો એને તમે તે શું ન જોયું અહીં ?

૧૭૦

# પડદો

મહા સૂક્ષ્મ કળાથકી આકૃતિ પાડી ઘણી,
અગણિત કૈં રંગ ને રૂપથી ચીતરીને
વેલબુટ્ટીનાં શોભનથી પડદો ભરીને
તારા ધામની આડે તેં ટાંગ્યો અમારી ભણી;

એની ચૂંકો બધી ચળકે જાણે હીરાકણી,
સપ્તરંગી રહ્યું એનું ફૂમતું ત્યાં સરીને,
દિન રાત વિકલ્પથી પાસાંઓ છાવરીને,
પ્રભુ! તારી અમારી વચ્ચે શી જુદાઈ ચણી!

પડદાતણી પાછળ છે તુજ શાંતિ નરી,
અહીં શાં ધમસાણ છે હાસ્ય ને આંસુતણાં!
પેલી બાજુ નિરાંતે તું આનંદસ્વપ્ન જુએ,

જીવિયે અહીં સ્વપ્નનાં પૂતળાં તારાં હરી!
શાને, નાથ! તું આ બધી ઊભી કરે ભ્રમણા?
જાગી જો! નથી કૈં!—સૂશે કેટલું તું હજુએ?

૧૭૧

# અમોલ મોતી

મહાસાગરને તળિયે છીપને ઉદરે
પાકે મોતી ઘણાં મહામૂલાં ને આબભર્યાં ;
રજનીની મહાછીપમાં પણ મોતી નર્યાં
પાકી વ્યોમસમુદ્ર વિષે ચમકાટ ભરે ;

ફૂલપાંદડીઓમાં ઢંકાઈને જે પમરે
તે પરાગનાં મોતી છે વૃક્ષઉરે ઉછર્યાં ;
રહે માનવનાં મન એ સહુ રત્ને ઠર્યાં,
એને લાગ્યું અમોલ તે લેવા સદા નીસરે.

પણ એક જ મોતી અમોલ છે વિશ્વમહીં
જેનો ઘાટ કે વર્ણ કદી જગે જોયો નથી,
જેની પાસે નથી આ કો મોતી કશા ખપનું,

જે રહ્યું અનંતત્વના સિંધુમાં છૂપી કહીં,
તે જ લાવી જડું ઉરે ડૂબકી મારી મથી
અથવા તેને ઉર પડી હું જ મોતી બનું !

## ૧૭૨

# કંચનપાત્ર

તારી જ્યોતિ સદા જગે જીવન રૂહે પૂરતી,
પણ જીવનનો જીવનાર એ જાણે નહીં;
તદપિ એ જ જીવનથી ફરે પાછી જહીં,
તહીં જીવનજ્યોત બુઝાઈ જતી ઝૂરતી;

મહાજ્યોતિ પ્રભાકરમાંથી એ અંકુરતી
રાખે જીવન તાજું ને ખીલતું પૃથ્વીમહીં;
કીડીને કણ, કુંજરને મણ—એમ અહીં
તારી ન્યાયતુલાથી એ જ્યોતિ સદા સ્ફુરતી.

મારાં વાણી વિચાર ને વર્તન કેવાં કરું
જેથી નિર્મળ રૂહે મારું જીવનપાત્ર સદા?
રહે સિંહણદૂધ ન કંચનપાત્ર વિના,

તેમ કંચનશુદ્ધ એ પાત્રમાં હું સંઘરું
તારી જ્યોતિને એવી કે હો મારા નાથ! કદા
મને ડારી શકે ન અંધાર ભવાટવિના!

૧૭૩

# અધિકાધિક

કેવા દેશ ને ખંડ વિશાળ આ ભોમે પડ્યા !
કેવી ભવ્યતા પર્વત સાગરની ગરવી !
કેવી અદ્ભુત સુંદરતા છે બધી ઠલવી !
ને એ સૌથી અધિક શા પૃથ્વીના ઘાટ ઘડ્યા !

પૃથ્વીથી યે અધિકતામાં ગ્રહો કૈંક ગડ્યા,
વધુ તેથી યે સૂર્યની જ્યોત મહા જગવી ;
અને સૂર્યથી યે મોટા તારા નભે ઘૂમવી,
રહે કૈંક નિહારિકાના પડદા ઊંચક્યા !

અનંતત્વ એ તારું ન કલ્પી શકાય કદા :
નયનાતીત એમાં હશે હજી શું શું ભર્યું !
અમ આંખ શું એવી સમર્થ કદાપિ થશે

કે એ સર્વ મહત્તાની ખૂજ કરે તે તદા ?
મારા નાથ ! તેં આવું મહાન છે વિશ્વ કર્યું,
ત્યારે એ સહુથી અધિકો તું તે કેવો હશે ?

૧૭૪

## કૈંક

તનમાં એવું કૈંક છે જે મેં ન જાણ્યું હજી,
જોકે એ તનનો સરદાર બની હું ફરું;
ઊઘડે દિન તોય ન દર્શન એનાં કરું,
કે ન વ્યોમ બિડાતાંય દે પટને તે તજી;

મારે અંતરને તળ તે રહે શાંતિ સજી,
જ્યારે હું કંઇ લાખ ઉપાધિમાં રોજ સરું;
ઊડતા પડતા મુજ જીવનમાં ન ઠરું:—
વીનવ્યે પણ એણે ન મારી સુણી અરજી.

મારી નિદ્રા ને જાગ્રતિ, વાણી, વિચાર—બધું
રહે જેના અદીઠ અજાણ કો શાસનમાં,
જેનાં કિરણ કો પળ ઓચિંતાં ફૂટી ઝળે,

જેને આંતરવા ઊંડે આગળ રોજ વધું,
જેને કો પણ પ્રાણી ન જોઈ શક્યું તનમાં,
પ્રભુ! ઝંખતું તે પડવા તુજ પાય તળે!

૧૭૫

# શાશ્વત જીવન

આજે આવી વસંત ને કૈંક કહી ગઈ એ :
બધી સૃષ્ટિએ પર્વનાં વસ્ત્ર ધર્યાં શરીરે ;
રંગરંગભર્યાં નિજ મોહક ચારુ ચીરે
આવી ફૂલફળે ભરી થાળ કરે લઈ એ ;

નવજીવન ધારી પ્રફુલ્લિત છે થઈ એ,
જાણે મૃત્યુ જરા સમું કૈં ન હતું લગીરે,
જાણે કૈંજ થયું ન્હોતું હેમંતે વા શિશિરે—
એવી છે અકલા ગતિ જીવનની કંઈ એ.

જડ ચેતન સર્વ જણાય વિભિન્ન ભલે,
જગે લાગે ભલે બધાં એ ઊગતાં ખરતાં,
પણ એક જ છે જગનું મહાજીવન આ,

છે અનાદિ અનંત ને શાશ્વત આપબળે,
પ્રભુ! તો અમે જીવનભાગ તહીં ભરતાં
બની કેવાં રહ્યાં તારાં અંતરસ્પંદન આ!

૧૭૬

# આવરણથી મુક્તિ

જ્યારે હાથ અને ચરણો મુજ શક્ત હતા
દેશદેશ ફરી મુજ કાર્યે ઘૂમી વળવા,
જ્યારે લીસા રૂપૈયા–સોનૈયાને સાંકળવા
મથી રહેતી અનેક કળે મારી બુદ્ધિમતા,

જ્યારે ફૂલ ને વાદળના બહુ રંગ છતા
થઈ ઇચ્છતા ત્યાં મારી કલ્પનામાં ભળવા,
ત્યારે આ મારું જીવન જાણતું ના ફળવા,
હતી અંતરમાં પડી બંધ વસંતલતા.

હવે હાથ અને ચરણો જ્યારે મંદ પડ્યા,
ને રૂપૈયા–સોનૈયા ગયા વિખેરાઈ કહીં,
જ્યારે બાહ્ય દિગંત બધી ઊંચકાઈ ગઈ,

જ્યારે અંતરના બંધ આગળા તે ઊઘડ્યા,
ત્યારે, હે મારા નાથ! ત્યાં જોઉં હું જ્યોતિમહીં
કેવી આજ વસંતલતા તે પ્રફુલ્લ થઈ!

૧૭૭

# પૂર્ણતા

જોવા વિશ્વમહીં પણ દોષ જનો નીકળે,
તારી પૂર્ણતામાં પણ ભંગ બતાવે ઘણા :
જુએ જ્યોતિ છતાંય અંધાર આકાશતણા,
રવિમાં પણ શ્યામળ ધાબાંથી જ્યોતિ બળે ;

શશી કુંભ ભરે ભરે તોય તે નિત્ય ગળે,
ઉષાસંધ્યાનાં રોજ ઊડી જાય પાથરણાં ;
જ્યાં જ્યાં જોય ત્યાં સર્વમાં કૈંકૈંક લાગે મણા,—
નહીં પૂર્ણતા વિશ્વના સર્જનમાંથી મળે.

પ્રભુ ! ન્હેંતિયો માનવ માપવા જાય બધું,
પણ એની જ આંખનું ત્યાં પ્રતિબિંબ પડે ;
ધરણી પર ઊભો એ આભને લે ભરડો,

અધૂરો એ ન પૂર્ણને જોઈ શકે અડધું ;—
નાથ ! તારા આ વર્તુલમાં ન કો ભંગ જડે,
પણ સૂર્યશું ઘૂમવા માગે આ ભંમરડો !

૧૭૮

# મોજાં ને મોતી

તારો તો ઋત શબ્દ છે વાણીનો સિંધુ સદા,
એમાં રત્ન ને મોતી અમોલ છે નૂરભર્યાં;
એનાં મોજાં ભયંકર બ્હાર દિસે વકર્યાં,
પણ ભીતર શાંતિછિપે મોતી છે ઉમદા;

નિરખ્યા કરવું ભયથી બેસી તીરે કદા,
કિંવા તીરજળે ઊતરી તેનાં ફીણ નર્યાં
કુસુમો સમ પાયને લાગીને જાય ખર્યાં
તે જ બાળક્રીડામાં શું રહેવું હશે સુખદા?

નાથ! સિંધુનો હું તરનાર શું જોઈ રહ્યો?
તીર છોડીને સાગરમાં મારી મેં ડૂબકી!
મારી મટ્ટીને ક્ષારજળે ભીંજવી દઈને

પેલાં મોતી અમોલ રહ્યાં મહીં જે ઝબકી,
તેને મુટ્ઠા ભરી લઈ આવ્યો હું મોજાંવહ્યો—
નહીં બ્હારભીંજ્યો પણ ઉરડૂબ્યો થઈને!

૧૭૯

# મારો ધ્રુવતારો

સારી રાત હું જોયા કરું ઊંચે આભ પરે,
કેવા તારા અખંડ ત્યાં જાગરણે પલકે,
નીલરંગી મહા વિશ્વસાગરમાં છલકે
જાણે નાનીમોટી દિવ્ય હોડીઓ ધીમે તરે;

તેમાં દેવ બેઠા લઈ એકેક દીપ કરે
તારા આશિષ વેરતા જાય અહીં ખલકે;
ધીમે ધીમે સરી જતી હોડીઓ ત્યાં ઢળકે
ને અદૃશ્ય થતી પછી સર્વ પડે નજરે.

પણ એક જ હોડી મેં ત્યાં સ્થિર ઊભી દીઠી
ધ્રુવતારા સમી તારી સ્નેહલ જ્યોતિ લઈ,
બધું વિશ્વ પળેપળ નિત્ય રહે સરતું

તેમાં એવી અખંડ ઝરે તારી મ્હેર મીઠી;
મારી દૃષ્ટિ, હો નાથ! હું તેમાં પરોવી દઈ
આવું ઝીલતો નિત્ય એ તારું અમી ઝરતું!

## ૧૮૦

# વૃક્ષ ને વેલી

પ્રભુ! દે અમને બળ જીવન જોગવવા—
સુખદુઃખ આનંદ વ્યથા સહેજે સહીએ,
દીનબંધુઓને સ્વજનો ગણતાં રહીએ,
ઝીલીએ તારો પ્રેમ તે ત્યાં પાછો ઝીલવવા;

તારું દીધું આ ચેતન અંતર ખીલવવા
સહુ વિઘ્ન વટાવીને જ્યોતિપથે વહીએ;
સદા સત્ય ને સ્નેહની અંગુલિને ગ્રહીએ
અમો તારાં સંતાનનું ગૌરવ જાળવવા!

પ્રભુ! તું અમ વૃક્ષ, ને વેલીઓ સર્વ અમે:
જીવવું વધવું છે તને જ વીંટી વળીને;
વીંટતાં વીંટતાં થડ તારું આ પ્રેમવર્યું

ઊંચે ઊંચે અમે ચઢીએ દઢ ધીર ક્રમે;
પ્રભુ! દે અમને બળ કે તુજશું ભળીને
અમ જીવન ધન્ય સોહાવીએ પુષ્પભર્યું!

૧૮૧

# પ્રવાસ

ભલા ટંડેલ ! આ તારી અદ્‌ભુત હોડી વિષે
ક્યારે આવીને બેઠો હું તે કશું જાણું નહીં,
નહીં જાણું હું લાંગરશે જઈ હોડી કહીં
કે બતાવશે શું શું મને આ પ્રવાસમિષે ;

નિરખું અહીં સૌ બદલાઈ જતું નિમિષે,
ઘડી શાંતિમાં કે પડું ઘોર તોફાન મહીં ;
રહેવું તારી દયા પર ને સ્હેવું સર્વ અહીં
સહુએ — થુવરે, બટમોગરે કે શિરીષે.

આ અનંત સમુદ્રમાં હોડીથી કોણ છૂટે ?
જેમ મોજાં નચાવે અહીં તેમ રહેવું ઠરી ;
એમ ખોલી સદા નવી પામવી જૂની તજી,

લડીએ રડીએ પણ તારું ન ધૈર્ય ખૂટે :
પણ ક્યાં તારી હોડી જતી અમને સંઘરી,
મારા નાથ ! તું કેમ ન બોલતો તે જ હજી ?

૧૮૨

# જીવન્મુક્ત

મારા જીવનમાં મને જે કંઈ મોંઘું હતું
તે સૌ એક પછી એક તૂટી ગયું તનથી,
બધાં પુષ્પ ને પાન ખરી ગયાં જીવનથી,
નહીં કાંઈ રહ્યું કશું કોઈને આકર્ષતું;

સૂકા વૃક્ષ સમું પડ્યું જીવન એ ઝૂરતું,
ભર્યા આભ વચે બન્યું એકલું તે મનથી;
રહ્યું રોજ મુઝાતું એ અંતરપીડનથી
અને કોઈક પક્ષી યે આવી ત્વચા પીંખતું.

ભલે સર્વ ગયું જે જવાનું હતું જ કદી,
ભલે ધૂળ ને વાયુથી તે વધુ રુક્ષ બને,—
મારું ચેતનદ્વાર જે ભીડતું જોર પૂરે,

મારા આત્માને ભારથી રાખતું જે ચગદી,
તે ગયું: ને હવે મારું દ્વાર ઉઘાડી તને
મારા નાથ! મહીં પધરાવું હું મુક્ત ઉરે!

## ૧૮૩

# સંકેત

ક્યાંથી ક્યાંથી હો નાથ! હું તારા સંકેત ઝીલું?
ક્યાંથી ક્યાંથી જતાં પગલાં તારાં હું નિરખું?
ક્યાંથી ક્યાંથી સુણી તારા સૂર હું તે પરખું?—
અને જાણવા–જોવા વધુ બને ઉર બ્હીલું :

તારી એ રમતોમાં કૈં એવું દિસે રસીલું
કે આ જીવન લાગે મને જીવવા સરખું,
તારું ગૂઢ રહસ્ય જરા મળતાં હરખું
અને ખીલતા આ તારા વિશ્વની સાથે ખીલું.

લહરી લહરી તારા સૂર સુણ્યા લપતા,
શશી સૂર્યમાં મેં તારી આંખ ચિમાતી દીઠી,
તારા તારાએ જોયાં મેં તારાં પડ્યાં પગલાં,

જોઈ મેઘધનુમાં મેં અદ્દભુત તારી વીંટી ;—
તને ભેટવા, હો મારા નાથ સદા છૂપતા!
મારે કેટલાં દૂર હજી ભરવાં ડગલાં?

૧૮૪

# બંધનમુક્ત

તારી જ્યોતિ સદા મુજ દ્વાર અખંડ વહે,
પણ હું મુજ વેદનામાં રહું મૂઢ પડ્યો:
રડું, ગાઉં, નિસાસ મૂકું હું પલંગજડ્યો
મુજ ચાર દીવાલ વચે ભવના કલહે;

તારી જ્યોતિ સદા મુજ ચેતનપંડ ચહે,
રહ્યો વીજનો પંથ જે વ્યોમમાં મેઘઘડ્યો
તે ન બંધ આ ખંડ વિષે મુજ આંખે ચડ્યો,
ત્યાં એ જ્યોતિને સાટે તો અગ્નિની ઝાળ દહે.

ભલે રોઉં, નિસાસ મૂકું, તને સાદ કરું,
પણ, નાથ! દીવાલ આ ઊભી જશે ન ખસી:
તારી ધૂન મચાવતો ગાતો એ સર્વ ભૂલી

ઊંડા પાંખાળા ચેતનાનંદમાં હું ઊતરું,
ફાડી કીટનું કોટલું ઊડે પતંગ હસી,
તેમ બંધનમુક્ત ઝીલું તારી જ્યોતિ ફૂલી!

૧૮૫

# તારી ફૂલવાડી

ફૂલવાડી સિંચી તું–દીધાં અમૃતે જગમાં
નવપુષ્પ ઉગાડ્યાં મેં રંગસુગંધભર્યાં ;
રવિએ પૂર્યાં પાંદડીમાં રંગતેજ નર્યાં,
ભૂમિએ ય પરાગસુગંધ રગેરગમાં ;

ખીલતાં ગયાં જીવનના એ ડગેડગમાં,
રજનીતણાં આંસુથી તાજાં રહી ઊછર્યાં ;
ગયાં કૈંક ચૂંટાઈ ને કૈંક સુકાઈ ખર્યાં,
તોય નિત્યનવીન રહ્યાં ઊગતાં ઢગમાં.

પ્રભુ ! તારી આ વાડીને મેં પણ મારી ગણી :
કરજે પડી ચૂક જે મારી આ સેવામહીં !
તારો માળી બોલાવશે તું પાછો કો ઘડીએ,

ત્યારે હું મળવા તને આવું ક્યાં તારા ભણી ?
જોને, હો મારા નાથ ! પ્રભુ પ્રભુ તું જ અહીં
પમરી રહ્યો છે શો ફૂલેફૂલ પાંદડીએ !

૧૯૬

# ઊલટી ગતિ

તને લોક બેસાડે છે મંદિરમાં પૂજવા
ધૂપ દીપ ફૂલો અને ભોજનથાળ થકી,
પણ ત્યાંથી તું તો ઊઠી માગે જવા સરકી
અને અંતરમાં અમ આવી ચહે કૂજવા;

મને લોક બોલાવે બધે જગમાં ઝૂઝવા
ઝીલવા જયનાદ મીઠા કરને ઊંચકી,
પણ હું ન જવા ચહું શૈયાથકી છટકી,
મારા ભાવ રહ્યા કંઈ લોકથકી જૂજવા.

અહા! લોકતણી ગતિ એવી વિચિત્ર સદા,
ઊઠે તેને બેસાડે ને બેઠાને ઊઠ કહે!
મારા નાથ! તને નથી ગોઠતું મંદિરમાં

અને હું નહીં છોડી શકું મારી શૈયા કદા;
શાને કૂજવું જૂજવે વૃક્ષ પડી વિરહે?
આવ, બેસીને કૂજિયે સાથે આ અંતરમાં!

૧૮૭

# હારજીત

'અહીં આવ્યો, મેં જોયું, હું જીત્યો' એ કેમ કહું
જ્યાં હું જાણું નહીં કે હું હાર્યો કે જીત્યો કશું?
મુજપે હજી બાકી રહ્યાં હશે વીતક શું?
નહીં હું મારાં જીવનકૃત્યનો કાંટો ગ્રહું;

બધું જોવા ને જીતવા જીવને નિત્ય ચહું,
પણ જીવન તો વરતે કો વિરોધકશું;
અને હાર ને જીત વચ્ચે રહી લોલકશું
મારા દેહતણી વહેતી ઘટિ સાથે વહું.

રહે ત્રાજવું ડોલતું જીવનકેરું સદા,
તેમાં ઊંચે નીચે તેનાં કાટલાં ડોલ્યા કરે:
કોણે જીતવું—મારે કે આ ડગતા જીવને?

કહે લોક હું હાર્યો જો હું ચઢું ઊંચે કદા:
મારા નાથ! આ ત્રાજવું જ્યાં તારે હાથ ઠરે,
મારું જીવન હારું ભલે પણ જીતું તને!

૧૮૮

# દીવાલ

મારા જીવનની જ્યારે આવશે છેલ્લી ઘડી
અને અંતરના ધબકાર ત્યાં બંધ થશે,
ત્યારે ગીત આ મારાં એ જીવનને કથશે
અને પૂરશે તેમાંની ખૂટતી કૈંક કડી;

તારે ધામ હું આવીશ સંધ્યાની પાંખે ચડી,
ત્યારે તું મારી આંખે વિશેષ લીલા અથશે,
પણ પાછળ ઝૂમી જરા જોવા તે મથશે
મારા જીવનકેરાં ખંડેર રહ્યાં ત્યાં પડી.

અહા ! જ્યારે દીવાલ એ ધામ વચ્ચેની તૂટે,
ત્યારે ભિન્નતા કેવી વિશાળ પડે નજરે !
પડતાં ઊલટાં પ્રતિબિંબ શાં જીવનમાં !

હતું હીણું ખરું તે જ જીવન ચાહી ચૂંટે :
નહીં દેવું કશું પછી લેવું યે શું મજરે ?—
પ્રભુ ! જીવતાં શેં ન બતાવ્યું એ લોચનમાં ?

## ૧૮૯

# ચિંતા

મારી ચિંતાનો ભાર મેં વ્યર્થ વહ્યો જીવને
જ્યાં એ ચિંતાનો કો વહેનાર જ અન્ય હતો;
ભલે એ વહેનાર કદાપિ થયો ન છતો,
ને મેં જાણ્યું ન કો સુણ્યું મારાં આર્જવને;

બધું હું જ કરું એમ લાગતું માનવને,
ને તે સર્વ ઉપાડવા એકલો એ જ જતો:
શિરે પર્વત યે ન કશું ઊંચકી શકતો
જો ત્યાં ટેકવે પૃથ્વી નહીં એના ગૌરવને.

મારા નાથ! ભૂલ્યો હું: શી ચિંતા તે મારી કરું?
કદી આપખભે ચઢી કોઈ ન બેસી શકે:
તું જન્માવે, જિવાડે, હસાવે, રડાવે ભવે—

હું ક્યાં ખેંચું એ ગાડું જો તેમાં હું બેસી ફરું?
પ્રભુ! જો ભરતી નહીં નૌકાથકી અટકે,
તો આ નૌકા ને ચિંતા તને દઉં સોંપી હવે!

## ૧૫૦

# આગગાડી

પ્રભુ! જીવનની આગગાડી તેં કેવી કીધી,
કેવી દોડી રહી એ જુદે જુદે પાટે ચડી!
નિજનિજના જન્મના થાણાથકી ઊપડી
તારે બાંધેલે માર્ગે સૌ દોડતી જાય સીધી;

વન ખેતર ડુંગર સર્વ વટાવી વીંધી
નદી નાળાં યે પાર કરી જતી એ ગબડી;
ભર્યા માલ કુટુંબના ડબ્બા પૂઠે ઘસડી
થોભી થાણે થાણે જતી તારી જ વાટ ચીંધી.

કેવી તેં આગગાડી યે હાંકવા આપી મને,
પૂઠે માલના ડબ્બા પૂરા નહીં દે ધસવા!
આવે અંતિમ થાણું ત્યાં ડબ્બાથી છૂટો થઈ,

નાથ! એકલો આવું હું આખરે તારી કને:
મારો હાલ ત્યાં જોઈ રખે માંડે તું હસવા—
હું પ્રવેશું યથા તારા નામની સીટી દઈ!

## ૧૫૧

# મહાપર્વ

નિજ સંતત કાર્યધમાલથી ઊગરવા
જગે માનવ પર્વ અનેક કરી ઊજવે;
નિજ સ્થૂળ આનંદની તીવ્ર તૃષા બૂજવે
ફરી નિત્યપ્રવૃત્તિમાં સ્ફૂર્તિથી સંચરવા;

એ તો નિત્યનવીન વિલાસમાં વિહરવા
કરે ઈદ દીવાળી પતેતી રૂપે જૂજવે,
એને મૃત્યુ યે સંતજનોનું નહીં મૂંઝવે—
તેનું પર્વ કરી ઊજવે સ્મૃતિ સંઘરવા.

મેં યે જીવનમાં ઊજવ્યાં એવાં પર્વ ઘણાં,
એનો આનંદ યે હવે શુષ્ક ને જીર્ણ થયો;
હવે થાક ઉતારવા આ મારા જીવનનો

મને ના વધુ જોઈએ પર્વ આ સર્વતણાં:
નાથ! છે મહાપર્વતણો દિન મારો કયો—
મારા આત્માની પૂર્ણ વિશ્રાંતિ ને રંજનનો?

## ૧૯૨

# દીપ

મારું જીવનનાવ આ ધીરે ધીરે સરતું
ભવસાગર પાર કરી કોક બંદરમાં
જઈ લાંગરશે, અથવા એ જ સાગરમાં
ડૂબશે અથડાઈ કહીં ખડકે નરતું;

ડૂબ્યું તોપણ એ અણુદીઠ રહે તરતું
ત્યાં અમાસના ચંદ્ર સમું નભઅંતરમાં,
અને અમૃતકુંભ રહ્યો જે પ્રભાકરમાં
ભરી તેની સુધા ફરી સાગર સંચરતું.

ભલે નાવ ડૂબે કે તરે, પણ હું તો મહીં
બેઠો બેઠો નિહાળું ત્યાં દૂર કો દીપ રહ્યો
ઝગતો મારી સામે સદા ફરે દૃષ્ટિ જહીં :

નાવ જાય સર્યું, અને સાગર જાય વહ્યો,
છોળે જાઉં ભીંજાતો છતાં તોડું મીટ નહીં,
—અને નાથ! ત્યાં તેં મને એકે ન શબ્દ કહ્યો!

૧૯૩

# બંદરબારું

ભવસાગર ખેડતું મારું આ નાવ ફરી
તારા બંદરમાં જાય લાંગરવા હળવે;
તારા ધામના ડુંગર દૂર દેખાય હવે,
મારું અંતર કો નવભાવે રહે ઊભરી;

કૈંક બંદર બંદરનો હું જૂનો સફરી
મારું બંદર જોતાં તણાઉં આનંદ નવે;
મોજાં મોજાંએ નાવ ઝિકાતું ભીંસાતું ભવે
નિજ બંદરની ચહે કેમ ન શાંતિ નરી?

ચાલે ચાલે છતાં વધતું દિસે નાવ નહીં,
વધે મારી અધીર વિશેષ દરેક પળે;
તારા બારામાં નાવ સલામત દોરી જવા

ક્યારે આવશે તારો સુદક્ષ સુકાની અહીં?
મારા નાથ! આ નાવને લાંગરી ડક્કાસ્થળે
ક્યારે દોડતો આવી મળું ઘરભેગો થવા?

૧૯૪

## સંધ્યાના રંગ

રંગરંગભર્યાં નવહાસ્ય વિષે ગગને
ઊગીને દિન આવતો પૂર્વ દિગંત થકી;
ર્હેતી પૃથ્વી આકાશની સર્વ દિશા ઝળકી
ઊડવા મળતી નવચેતના ત્યાં ખગને;

દિન એ નવરાવતો જ્યોતિ વિષે જગને
ને એ ઝીલતાં સાગર ને સરિતા પલકી;
પછી પશ્ચિમે રંગોની પાછી ભરી ચટકી
રજનીમાં સમાતો એ વાળી લઈ દગને.

મારી જીવનયાત્રા યે નાથ! છે પૂરી થઈ;
રંગરંગભર્યાં હવે મારાં આ ગીત ભરી
મીટ માંડી રહું તું ભણી નયને અધીરે:

તારા આંસુના સ્વર્ગના મોંઘા સંદેશ લઈ
સામે ઊતરતી રજનીમાં જઈશ સરી,
મારા નાથ! અહીં તારો પ્રેમળ હાથ તીરે!

૧૯૫

# દેશાટન

મને ક્યાં ક્યાં લઈ જઈ લાગ્યો તું આજ લગી ?
કેવા કેવા પ્રદેશ ને લોક બતાવ્યા બધે !
એક ઠામે મને રાખી ત્યાંથી પછી અવધે
ત્યાંની સર્વ સગાઈ ફરી કરી દે અળગી ;

ઘડી અંતરભંગ બની રહું હું સળગી,
પણ તું તો મને લઈ આગળ પાછો વધે ;
મને એમ ઉડાવે તું નિત્ય નવીન મધે
અને ખેંચી લે પાછો મને રહું જ્યાં વળગી.

અહીં પામું અને તહીં છોડું, એ હાલ વચ્ચે
સદા તું જ રહે મારો સાથી ત્યાં ખાસ બની ;
હું ન જાણું દેશાટન આ હજી ક્યાં ઠરશે,

પણ પૂરો પિછાન્યા વિના તને કોણ બચે ?
નાથ ! યાત્રા શું આ નથી **આપણા** આશ્રમની,
તારે હૈયે બધો મારો થાક જ્યાં ઊતરશે !

૧૯૬

# પુનર્ગમન

તારા બાગનાં ફૂલ ચૂંટી જ્યારે તું મૂકશે
મારા જીવનને શિર મૃત્યુતણી કલગી,
તારી સાથે જઈશ હું અંગુલિએ વળગી,
તહીં વાયુ ધીમે ધીમે શાંતિ મીઠી ફૂંકશે;

શ્રમ ઠારતી વાદળકુંજ પથે ઝૂકશે,
રહેશે જ્યોત બધી તારા ધામતણી સળગી,
પછી પેસતાં ત્યાં સ્મૃતિ મારી કરી અળગી
મારી સર્વ વ્યથા તું ભુલાવવા ના ચૂકશે.

તારું આપ્યું બધું નાખ્યું વાવરી મેં જીવને,
મારાં ફૂલ દીધાં તે તો રાખે તું તાજાં સદા;
તને ચાહ્યો ન ચાહ્યો છતાં તું તો તેજ રહ્યો—

મારા નાથ! ક્ષમા તારી માગું હવે સ્તવને:
હું જો છોરુ કછોરુ સમો બની ભૂલું કદા,
તું તો આવજે લેવા મને અણભૂલ્યો—કહ્યો!

## ૧૯૭

# પધરામણીનો આનંદ

જ્યારે પૃથ્વીને આંગણે તોરણ ઝૂલી રહે
અને સૂર્યતણી પધરામણી થાય તહીં,
બધી પાળ દિગંતની તોડી આનંદ મહીં
અમીજ્યોતિતણી સરિતા ઉભરાઈ વહે;

ફૂલેફૂલ આનંદનાં અશ્રુએ જ્યોતિ ઝરે,
પાનેપાન અમી એનું પીતાં ધરાય નહીં;
નહીં સિંધુતુરંગ યે કૂદતા પ્હોંચે જહીં
તહીં તે અમીરેલ છવાતી સર્વત્ર લહે.

મારા નાથ! છે જ્યોતિ જ જીવન વિશ્વતણું,
બધું વિશ્વ બને એ જ જ્યોતિ વિના ઝૂંફતું:
મારી રાત વીતે અને આંખને તોરણ ત્યાં

તારા આગમનું પ્હેલું કિરણ જ્યારે વણું,
કેવું જીવનની પાળેપાળને ફોડી જતું
જોશે તું મારા આનંદનું ઝરણું પણ ત્યાં!

## ૧૯૮

# પોટલાં

પડતો ખડતો આવ્યો થાકતો આંહી સુધી,
તારા માર્ગના દીપને જોતો રહી ધરથી;
તારો મ્હેલ રહ્યો હજી દૂર આ પાદરથી
અને નાખતો શ્વાસ હવે મને ખૂબ રૂંધી;

લાંબા માર્ગની ધૂળ રહી શરીરે વલૂંધી
તેને ધોવી રહી મારે બ્હાર ને ભીતરથી;
મારે પોટલાં કંઈક ઉતારવાં છે સરથી,
અને આશ ઢોળાઈ રહી થઈ અર્ધઊંઘી.

વધુ વાર ન મારાથી ભાર ખમાય હવે,
મારાં પોટલાં હું દઉં ફૂંકી નીચે સઘળાં;
બધું ભૂલીને થાકથી ઊંઘમાં ઝૂમી પડું,

ત્યાં તો ગુંજન કો ધીમે ધીમે મને જગવે:
મારા નાથ! હું આવતાં તારાં સુણું પગલાં,—
તારો પાલવ કે મારાં પોટલાં, શું પકડું?

૧૯૯

# હોડીની પ્રતીક્ષા

બહુ વેળ હું સાંજરે સાગરતીર જઈ
કો અલૌકિક આતુરતામહીં બેસી રહું:
જતાં આવતાં મોજાંનું ગંભીર ગાન ગ્રહું
તેના દૂધિયા સૂરને તાલ તલ્લીન થઈ;

ક્ષિતિજે રવિ લાલ સુવર્ણની ઢાલ લઈ
નભમ્હેલથી ઊતરતો ને જતો હું લહું;
ધીરે ધીરે વહી જતાં તેજની સાથે વહું—
નહીં જાણું કો હોડી ત્યાં આવી કે ચાલી ગઈ.

મારી દૃષ્ટિ બીજા જ કો સિંધુ પરે ઠરતી
જોતી હોડી બીજી જ કો આવતી મારી ભણી:
અનંતત્વના સિંધુમાં કો ધૂમકેતુ સમી

મહાતેજભર્યા સઢથી નભને ભરતી
આવે સોનલ હોડી શી ત્યાં મારા નાથતણી!—
નાથ! ક્યાં સુધી હું અહીં બેસી રહું વિરમી?

૨૦૦

## હૂંફ

જ્યારે તારું આમંત્રણ લાવતો નેહભર્યું
તારો શાંતિનો દૂત પધારશે દ્વાર પરે
અને જોતો મને ઊંડી સ્હેમભરી નજરે
સાથે તેડશે શબ્દમાં અમૃત પૂરી નર્યું,

ત્યારે ત્યાં ઉભરાવતો અંતર ભક્તિવર્યું
તેની અંગુલિ ધારતો ધ્રૂજતા સ્નેહકરે
તારી પાસે હું આવીશ જાણે જીતી સમરે
ને કહીશ તને બધું શું મુજપે ગુજર્યું.

મારાં જીવનનાં ફૂલ તારે કરે મૂકીને
ક્ષણ જોઈશ તારા બધા મુખભાવ તહીં ;
સ્મિત તારું થતાં સ્મૃતિ જાગશે મારી સુની—

મારા ઉઝરડા તું રુઝાવશે ત્યાં ફૂંકીને :
મારા નાથ ! પિતા ! મળશે તારું ઉર કહીં ?
તારે ખોળે ચઢી હૂંફ પામીશ કાળજૂની !

૨૦૧

# ઘરનું આમંત્રણ

તારું આવે આમંત્રણ તે દિન ધન્ય હશે,
તારાં સર્વ આકાશ ત્યાં તુંમય રૂહેશે ખીલી;
તારી પૃથ્વી ત્યાં રૂહેશે હસી બહુધાન્યલીલી,
અને વાયુ ત્યાં વીંઝતા પાંખ કુંળી વહશે;

રવિ ચંદ્ર સુવર્ણફૂલો નિજ વેરી જશે,
નભચારિકાઓ હસી વેરશે તેજટીલી,
અને આંગણુમાં જોતી તારી યે આંખ વ્હીલી
ઘેર આવતો જોવા મને શી ઉત્કંઠ થશે!

રમતો તેં રમાડી તે લીધી બધી મેં રમી,
ગૂંથી જ્યોતિઅંધાર ઉકેલ્યાં મેં વિશ્વ તરી,
તારા દીધા સંદેશ મેં આપ્યા આ મારાં ગીતે,

તારી મ્હેર હું આ જગમાં નથી પામ્યો કમી:
હવે હો મારા નાથ! હું ઘેર આ આવું ફરી—
પિતા! રાખજે ગોદમાં તારી અનંત પ્રીતે!

# અનુક્રમણિકા


| અંક | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| | અર્પણ—એક જ ફૂલ | |
| | **ગગન પહેલું : કથન** | |
| ૧ | મુખોમુખ | ૩ |
| ૨ | સપડામણી | ૪ |
| ૩ | હાર ને ગજરો | ૫ |
| ૪ | જીવનશ્રેષ્ઠ | ૬ |
| ૫ | સર્જન | ૭ |
| ૬ | વિશ્વંભર | ૮ |
| ૭ | મુક્તિ કે બંધન | ૯ |
| ૮ | વિશ્વનો મેળો | ૧૦ |
| ૯ | સંજ્ઞા | ૧૧ |
| ૧૦ | મહાનૌકા | ૧૨ |
| ૧૧ | નવજીવન | ૧૩ |
| ૧૨ | લાભાલાભ | ૧૪ |
| | **ગગન બીજું : ગુંજન** | |
| ૧૩ | સિતારિયો | ૧૭ |
| ૧૪ | પગથી | ૧૮ |
| ૧૫ | ઊર્મિગુંજન | ૧૯ |
| ૧૬ | આતમપંખી | ૨૦ |
| ૧૭ | મૂલ્ય | ૨૧ |
| ૧૮ | સાદ | ૨૨ |
| ૧૯ | ગવૈયો | ૨૩ |
| ૨૦ | તારું ગાન | ૨૪ |
| ૨૧ | અધૂરું ગીત | ૨૫ |
| ૨૨ | રસપારખુ | ૨૬ |
| ૨૩ | વિરોધમાં વિકાસ | ૨૭ |
| ૨૪ | સ્નેહકડી | ૨૮ |
| ૨૫ | અનુસરણ | ૨૯ |
| ૨૬ | અશ્રાવ્ય ગીત | ૩૦ |
| ૨૭ | ઔષધ | ૩૧ |
| ૨૮ | સંતત વર્ષા | ૩૨ |
| ૨૯ | અમર લીલા | ૩૩ |
| ૩૦ | વસંત | ૩૪ |
| ૩૧ | પ્રતિજ્ઞાપાલન | ૩૫ |
| ૩૨ | પાક | ૩૬ |
| ૩૩ | ગૂંચવણ | ૩૭ |
| ૩૪ | ગીતનો તારો | ૩૮ |
| ૩૫ | રેડિયો | ૩૯ |
| ૩૬ | મધપૂડો | ૪૦ |
| ૩૭ | જાળ ને જાળું | ૪૧ |
| ૩૮ | નિત્યનવીન | ૪૨ |
| ૩૯ | અમરતાની ઝંખના | ૪૩ |
| ૪૦ | છેલ્લું જ ગીત | ૪૪ |
| ૪૧ | વાંસળી | ૪૫ |
| ૪૨ | ગ્રામોફોન | ૪૬ |
| ૪૩ | મારાં ગીત | ૪૭ |
| ૪૪ | શતમુખ ગીત | ૪૮ |
| ૪૫ | વિકલ્પ | ૪૯ |

| અંક | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૪૬ | મૌન | ૫૦ |
| ૪૭ | અનેકાર્થ | ૫૧ |
| ૪૮ | મૌનની વાણી | ૫૨ |
| ૪૯ | અનંત અંતર | ૫૩ |
| ૫૦ | વાણીની અશક્યતા | ૫૪ |
| | **ગગન ત્રીજું : ખેલન** | |
| ૫૧ | કવિનું બાળપણ | ૫૭ |
| ૫૨ | લક્કડઘોડો | ૫૮ |
| ૫૩ | બાળકની બોલી | ૫૯ |
| ૫૪ | દીવાળીનાં ખિલોણાં | ૬૦ |
| ૫૫ | બાળકનાં સપનાં | ૬૧ |
| ૫૬ | સ્વમાંનો વેપારી | ૬૨ |
| ૫૭ | બાળકનું સ્વર્ગ | ૬૩ |
| ૫૮ | બાળકળી કે કાળકળી ? | ૬૪ |
| ૫૯ | બાળપ્રભાત | ૬૫ |
| ૬૦ | મૂંઝવણ | ૬૬ |
| ૬૧ | રજનીના ઓળા | ૬૭ |
| ૬૨ | પિતૃચુંબન | ૬૮ |
| | **ગગન ચોથું : જીવન** | |
| ૬૩ | અલ્પ જીવન | ૭૧ |
| ૬૪ | જીવનકોકડું | ૭૨ |
| ૬૫ | જીવનની ગતિ | ૭૩ |
| ૬૬ | વાદળ | ૭૪ |
| ૬૭ | જીવનવાડી | ૭૫ |
| ૬૮ | વિશ્વવાડી | ૭૬ |
| ૬૯ | સાંકળી | ૭૭ |
| ૭૦ | જીવન ને મૃત્યુ | ૭૮ |
| ૭૧ | જીવનની મઝા | ૭૯ |
| ૭૨ | આત્માની તિથિ | ૮૦ |
| ૭૩ | ક્યામત | ૮૧ |
| ૭૪ | ઠગબાજી | ૮૨ |
| ૭૫ | અચળ | ૮૩ |
| ૭૬ | લીલાનાથ | ૮૪ |
| ૭૭ | નવું પ્રભાત | ૮૫ |
| ૭૮ | જન્મ ને મૃત્યુ | ૮૬ |
| ૭૯ | તંબૂરો | ૮૭ |
| ૮૦ | સૈનિક | ૮૮ |
| ૮૧ | સત્કાર | ૮૯ |
| ૮૨ | અપૂર્ણતાનું માધુર્ય | ૯૦ |
| ૮૩ | નિશ્ચલ સમૃદ્ધિ | ૯૧ |
| ૮૪ | ભૂસકા | ૯૨ |
| | **ગગન પાંચમું : મંથન** | |
| ૮૫ | યોજના | ૯૫ |
| ૮૬ | આભપ્રતીક | ૯૬ |
| ૮૭ | વેદનાનો અધિકારી | ૯૭ |
| ૮૮ | દુઃખનું ધારણ | ૯૮ |
| ૮૯ | પશ્ચાત્તાપ | ૯૯ |
| ૯૦ | ભ્રમમાંથી બ્રહ્મ | ૧૦૦ |
| ૯૧ | આંસુની ભેટ | ૧૦૧ |
| ૯૨ | ફૂલચૂંટણી | ૧૦૨ |
| ૯૩ | સત્યનું મોતી | ૧૦૩ |
| ૯૪ | કબૂતરખાનું | ૧૦૪ |
| ૯૫ | પાંજરાપોળ | ૧૦૫ |
| ૯૬ | પશુનો પશુ | ૧૦૬ |

| અંક | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૯૭ | માનવતાની પશુતા | ૧૦૭ |
| ૯૮ | તારું ખડ્ગ | ૧૦૮ |
| ૯૯ | પ્રકોપ | ૧૦૯ |
| ૧૦૦ | યુદ્ધ | ૧૧૦ |
| ૧૦૧ | નવી સ્વપ્નસૃષ્ટિ | ૧૧૧ |
| ૧૦૨ | શ્રુતિ ને સ્મૃતિ | ૧૧૨ |
| ૧૦૩ | શુધ્ધીકરણ | ૧૧૩ |
| ૧૦૪ | અમૃતકૂપ | ૧૧૪ |
| ૧૦૫ | ટાણું | ૧૧૫ |
| ૧૦૬ | ગુરખો | ૧૧૬ |
| ૧૦૭ | જ્યોતિ ને છાયા | ૧૧૭ |
| ૧૦૮ | આનંદ | ૧૧૮ |
| | ગગન છઠ્ઠું : ગ્રંથન | |
| ૧૦૯ | દૃદ્લીલા | ૧૨૧ |
| ૧૧૦ | શતપાંદડી પંકજ | ૧૨૨ |
| ૧૧૧ | જીવનનો વકરો | ૧૨૩ |
| ૧૧૨ | વિયોગદુ:ખ | ૧૨૪ |
| ૧૧૩ | પ્રેમનો ભાર | ૧૨૫ |
| ૧૧૪ | પ્રેમનું મૂલ્ય | ૧૨૬ |
| ૧૧૫ | પાનીનાં કંકુ | ૧૨૭ |
| ૧૧૬ | ફુવારો | ૧૨૮ |
| ૧૧૭ | પ્રેમનો પંથ | ૧૨૯ |
| ૧૧૮ | પ્રેમતુલા | ૧૩૦ |
| ૧૧૯ | પિંજર | ૧૩૧ |
| ૧૨૦ | અમુક્ત | ૧૩૨ |
| ૧૨૧ | પ્રેમસરોજ | ૧૩૩ |
| ૧૨૨ | પ્રેમનું ધારણ | ૧૩૪ |

| અંક | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૨૩ | શક્તિ કે સ્નેહ | ૧૩૫ |
| ૧૨૪ | સર્વસ્વ | ૧૩૬ |
| ૧૨૫ | અવિરત શોધ | ૧૩૭ |
| ૧૨૬ | પ્રેમની અસીમતા | ૧૩૮ |
| ૧૨૭ | પ્રેમની પૂર્ણિમા | ૧૩૯ |
| ૧૨૮ | ખરી વસંત | ૧૪૦ |
| | ગગન સાતમું : ભજન | |
| ૧૨૯ | મંદિર | ૧૪૩ |
| ૧૩૦ | ગુલાબ | ૧૪૪ |
| ૧૩૧ | જપમાળા | ૧૪૫ |
| ૧૩૨ | ખાલી ગભાર | ૧૪૬ |
| ૧૩૩ | ધ્રુવ | ૧૪૭ |
| ૧૩૪ | શ્રદ્ધા | ૧૪૮ |
| ૧૩૫ | તારી કેડી | ૧૪૯ |
| ૧૩૬ | મહેર | ૧૫૦ |
| ૧૩૭ | લોકલાજ | ૧૫૧ |
| ૧૩૮ | ભક્તિની હઠ્ઠા | ૧૫૨ |
| ૧૩૯ | નવું મંદિર | ૧૫૩ |
| ૧૪૦ | તીર્થ | ૧૫૪ |
| ૧૪૧ | અમીનું પૂર | ૧૫૫ |
| ૧૪૨ | જીવનનો ઉમળકો | ૧૫૬ |
| ૧૪૩ | ઉકરડાનું રત્ન | ૧૫૭ |
| ૧૪૪ | ભક્તિપ્રયાણ | ૧૫૮ |
| ૧૪૫ | ઝબૂકા | ૧૫૯ |
| ૧૪૬ | કસ્તૂરીકામૃગ | ૧૬૦ |
| ૧૪૭ | પારસમણિ | ૧૬૧ |
| ૧૪૮ | ઊર્ધ્વગમન | ૧૬૨ |

| અંક | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૪૯ | ઊર્મિ | ૧૬૩ |
| ૧૫૦ | ઘેલાની સંગત | ૧૬૪ |
| ૧૫૧ | તારો અગ્નિ | ૧૬૫ |
| ૧૫૨ | સદાચાર | ૧૬૬ |
| ૧૫૩ | અદૃશ્ય | ૧૬૭ |
| ૧૫૪ | ગલ | ૧૬૮ |
| | ગગન આઠમું : દર્શન | |
| ૧૫૫ | અધૂરાં સ્વપ્ન | ૧૭૧ |
| ૧૫૬ | ઊર્ધ્વ દૃષ્ટિ | ૧૭૨ |
| ૧૫૭ | સત્યનું સ્થાન | ૧૭૩ |
| ૧૫૮ | ચિત્રો | ૧૭૪ |
| ૧૫૯ | પુષ્પમાળા | ૧૭૫ |
| ૧૬૦ | આત્મવંચના | ૧૭૬ |
| ૧૬૧ | ધૂમ્ર | ૧૭૭ |
| ૧૬૨ | દરવાન | ૧૭૮ |
| ૧૬૩ | રક્ષણનું આવરણ | ૧૭૯ |
| ૧૬૪ | કૂપવારિ | ૧૮૦ |
| ૧૬૫ | ભાગ્યનું ચક્ર | ૧૮૧ |
| ૧૬૬ | ઔદાર્ય | ૧૮૨ |
| ૧૬૭ | આકૃતિબંધન | ૧૮૩ |
| ૧૬૮ | સર્જકનું અસ્તિત્વ | ૧૮૪ |
| ૧૬૯ | આતિથ્ય | ૧૮૫ |
| ૧૭૦ | પડદો | ૧૮૬ |
| ૧૭૧ | અમોલ મોતી | ૧૮૭ |
| ૧૭૨ | કંચનપાત્ર | ૧૮૮ |
| ૧૭૩ | અધિકાધિક | ૧૮૯ |
| ૧૭૪ | કૈંક | ૧૯૦ |
| ૧૭૫ | શાશ્વત જીવન | ૧૯૧ |
| ૧૭૬ | આવરણથી મુક્તિ | ૧૯૨ |
| ૧૭૭ | પૂર્ણતા | ૧૯૩ |
| ૧૭૮ | મોજાં ને મોતી | ૧૯૪ |
| ૧૭૯ | મારો ધ્રુવતારો | ૧૯૫ |
| ૧૮૦ | વૃક્ષ ને વેલી | ૧૯૬ |
| | ગગન નવમું : વતન | |
| ૧૮૧ | પ્રવાસ | ૧૯૯ |
| ૧૮૨ | જીવન્મુક્ત | ૨૦૦ |
| ૧૮૩ | સંકેત | ૨૦૧ |
| ૧૮૪ | બંધનમુક્ત | ૨૦૨ |
| ૧૮૫ | તારી ફૂલવાડી | ૨૦૩ |
| ૧૮૬ | ઊલટી ગતિ | ૨૦૪ |
| ૧૮૭ | હારજીત | ૨૦૫ |
| ૧૮૮ | દીવાલ | ૨૦૬ |
| ૧૮૯ | ચિંતા | ૨૦૭ |
| ૧૯૦ | આગગાડી | ૨૦૮ |
| ૧૯૧ | મહાપર્વ | ૨૦૯ |
| ૧૯૨ | દીપ | ૨૧૦ |
| ૧૯૩ | બંદરબારું | ૨૧૧ |
| ૧૯૪ | સંધ્યાના રંગ | ૨૧૨ |
| ૧૯૫ | દેશાટન | ૨૧૩ |
| ૧૯૬ | પુનર્ગમન | ૨૧૪ |
| ૧૯૭ | પધરામણીનો આનંદ | ૨૧૫ |
| ૧૯૮ | પોટલાં | ૨૧૬ |
| ૧૯૯ | હોડીની પ્રતીક્ષા | ૨૧૭ |
| ૨૦૦ | હૂંફ | ૨૧૮ |
| ૨૦૧ | ઘરનું આમંત્રણ | ૨૧૯ |

અનુક્રમણિકા........૨૨૧
સૂચિ—પ્રથમ લીટીની ૨૨૫

# સૂચિ

( પહેલી લીટીઓની )


| | | ધ્વનિત |
|---|---|---|
| અનંતત્વના સિંધુમાં દ્વીપ અસંખ્ય તરે ... | ... | ૧૬૮ |
| અમ બાળક મંડળ વિહરવા નદીએ ... | ... | ૬૦ |
| અહા ! પ્રેમનો પંથ છે કંટકપૂર્ણ સદા . ... | ... | ૧૧૭ |
| અહીં આવ્યો, મેં જોયું, હું જીત્યો, એ કેમ કહું | ... | ૧૮૭ |
| અહો નાથ ! બધે તારી સંજ્ઞાઓ ગૂઢ પડી | ... | ૯ |
| આજે આવી દીવાળી અમારી આનંદપ્રદા... | ... | ૫૪ |
| આજે આવી વસંત ને કૈંક કહી ગઈ એ ... | ... | ૧૭૫ |
| આજે તો સુણી લે મારાં ગીત આ સ્નેહરસ્યાં | ... | ૩ |
| આપી જાણે જે પ્રેમ તે પ્રેમને પામી શકે... | ... | ૧૧૪ |
| આવી આંગણુ એક કબૂતર ઊભું ખડું ... | ... | ૯૪ |
| આવ્યો જન્મ લઈ હું લૂટાવા જ આ જગમાં | ... | ૮૩ |
| ઊઠી પૃથ્વીથી વાદળ ઊડનાં ઊંચે જઈ ... | ... | ૬૬ |
| ઋતુ પાકની આવે છતાં મેઘ-આવે નહીં... | ... | ૨૮ |
| કાળાં વાદળ દિનને ઘેરી લે ચોગમથી ... | ... | ૧૦૫ |
| કેવા કેવા સૌ અર્થ કરે તારા સર્જનના ... | ... | ૪૭ |
| કેવા દેશ ને ખંડ વિશાળ આ ભોમે પડ્યા | ... | ૧૭૩ |
| કેવી કેવી છે આકૃતિ વિશ્વમાં સૌને મળી | ... | ૧૬૭ |
| કેવું પ્રૌઢ મહાન ઔદાર્ય છે સૂર્યતણું ... | ... | ૧૬૬ |
| કૈંક યુગથી આપણા ખેલ આ ચાલી રહ્યા | ... | ૨ |
| કૈંક સૂર ઊઠયા મારા અંતરમાં મધુરા ... | ... | ૨૧ |
| કોણુ ખોલે સરોજનું અંતર સૂર્ય વિના ... | ... | ૧૭ |

ધ્વનિત

કોણ ગાશે અહીં મધુરાં તારાં ગીત હવે ... ... ૨૯
કોને કાજ આ પિંજર મોટું બનાવ્યું, ભલા ... ૧૧૯
ક્યાંથી ક્યાંથી મથે પ્રભુ માનવને મળવા ... ... ૮૯
ક્યાંથી ક્યાંથી, હો નાથ! હું તારા સંકેત ઝીલું ... ૧૮૩
ક્ષણભંગુર માયાની સાથે રહી હસતું ... ... ૮૨
ખમ્મા! ખમ્મા! હો નાથ! ન જાણે આ લોક કશું ... ૧૯૯
જગત્યાગમાં હું તો નહીં મારી મુક્તિ ગણું ... ૭
જગમાં બધું ઊડી જતું જ જે આખરમાં... ... ૯૦
જગે ખેલતાં જીવનયુદ્ધ મહા કપરું ... ... ૮૧
જગે જીવન વ્હેતું રહે કડવું મધુરું ... ... ૭૧
જગે પ્રેમની કોઈ સીમા નહીં હોઈ શકે ... ... ૧૨૬
જગે લેવું હતું તે ન લીધું અમે પરખી ... ... ૧૪૪
જોયાં પાન બધાં મારા જીવનવૃક્ષતણાં ... ... [અર્પણ]
જોવા વિશ્વ મહીં પણ દોષ જનો નીકળે ... ... ૧૭૭
જ્યારે ઊંઘનાં પોપચાં અંતરમાં ઊઘડે ... ... ૧૦૧
જ્યારે જીવનકેરી સ્વાભાવિક સુંદરતા ... ... ૧૦૩
જ્યારે તારું આમંત્રણ લાવતો નેહભર્યું ... ... ૨૦૦
જ્યારે દુઃખ વિરોધ સંતાપ ને શોકતણા... ... ૬૯
જ્યારે દૂર ને દૂર જતો શશી સૂર્ય થકી ... ... ૭૨
જ્યારે પૃથ્વીને આંગણે તોરણ ઝૂલી રહે ... ... ૧૯૭
જ્યારે લક્કડઘોડા પરે બાળ બેસી ફરે ... ... ૫૨
જ્યારે વર્ષામાં ગાદલાશું ધાડાં વાદળને ... ... ૧૩૪
જ્યારે વાદળઘેરો નભે દિસે વીખરતો ... ... ૧૪૫
જ્યારે સંધ્યાના સૂર્યગૂંથ્યા પડદા ઊતરે ... ... ૧૨૯
જ્યારે હાથ અને ચરણો મુજ શક્ત હતા... ... ૧૭૬
જ્યારે હું તારા પ્રેમથી છેક અજાણ હતો... ... ૧૨૨

| | | ધ્વનિત |
|---|---|---|
| જ્યારે હું તારા પ્રેમનો, નાથ! વિચાર કરું... | ... | ૧૨૧ |
| જ્યારે હું મારાં પ્રિય ખિલોણાંશું એકલડો | ... | ૧૪૩ |
| તનમાં એવું કૈંક છે જે મેં ન જાણ્યું હજી | ... | ૧૭૪ |
| તને ક્યાં ક્યાંથી ખોળતો આવ્યો હું આજ લગી | ... | ૧૨૫ |
| તને લોક બેસાડે છે મંદિરમાં પૂજવા ... | ... | ૧૮૬ |
| તારા અમૃતકુંડની કલ્પના કૈંક કરી ... | ... | ૨૨ |
| તારા ગાનની જાળમાં કોક અજાણ પળે ... | ... | ૩૭ |
| તારા ગીતને શોધવા જીવન આખું મથ્યો... | — | ૨૬ |
| તારા ધામ થકી સરકી જરા આવ્યો અહીં | ... | ૧૧૩ |
| તારા નિઃસીમ પ્રેમતણી કવિતા કવવા ... | ... | ૫ |
| તારા બાગનાં ફૂલ ચૂંટી જ્યારે તું મૂકશે ... | ... | ૧૯૬ |
| તારા બાળનું હાસ્ય જો લાગે તને મધુરું ... | ... | ૫૭ |
| તારા બાળને મોકલ્યો તેં જગમાં રળવા ... | ... | ૫૫ |
| તારા ભક્ત થયા મોટા મોટા અનેક સમે... | ... | ૧૪૮ |
| તારા મુખની લાલી ઉષામુખ જોઉં પડી... | ... | ૧૩૫ |
| તારા મંદિરમાં બેસી મ્હેરભરી નજરે ... | ... | ૧૩૯ |
| તારા વિશ્વતણી મહાનૌકા દીઠી સરતી ... | ... | ૧૦ |
| તારા વિશ્વનો મેળો આ કેવો તેં ભવ્ય કર્યો | ... | ૮ |
| તારા વિશ્વમાં આનંદ તે શું ભર્યો છે કમી | ... | ૧૦૮ |
| તારા વિશ્વ વિષે મારી કલ્પના ઘૂમી વળી | ... | ૩૬ |
| તારા શબ્દે જગાડી આ વિશ્વની વાડી ભલી | ... | ૬૮ |
| તારા શુદ્ધ અલૌકિક પ્રેમને પાત્ર થવા ... | ... | ૧૨૭ |
| તારા સૂરથું સૂર મિલાવવા કોઈ રીતે ... | ... | ૪૫ |
| તારાં ઊંડાં અસીમ આકાશમાં ઘૂમી વળે ... | ... | ૧૩૩ |
| તારાં ગીત જ ગાવા તેં જીવન અર્પ્યું મને | ... | ૬૩ |
| તારાં નામ અનેક દઈ તને સર્વ સ્મરે ... | ... | ૧૩૨ |

ધ્વનિત

તારાં સર્વ છુપામણાં હું હવે જાણી ગયો... ... ૧૦૬
તારી જ્યોતિ સદા જગે જીવન રૂહે પૂરતી... ... ૧૭૨
તારી જ્યોતિ સદા મુજ દ્વાર અખંડ વહે... ... ૧૮૪
તારી પાસે આ વિશ્વે વિભૂષિત રોજ જવું ... ૩૮
તારી લીલાના રંગ ને સૌરભ દાખવવા ... ... ૯૧
તારી વાટ નિહાળી રહ્યો હું જુગોજુગથી... ... ૧૧૫
તારી વિશ્વછુપી દરબારમાં બેસી તું તો ... ... ૧૩૭
તારી સાથે સંબંધ હશે શો બંધાયો મને... ... ૧૫૦
તારી સાથે હું આજ મુખોમુખ વાત કરું... ... ૧
તારું આવે આમંત્રણ તે દિન ધન્ય હશે... ... ૨૦૧
તારું ગાન અલૌકિક વિશ્વને બાંધી રહ્યું ... ... ૨૦
તારું વિશ્વ આ આગે ને આગે જતું ધસતું ... ૨૩
તારું સર્જન તું કરીને, પ્રભુ! ગુપ્ત રહ્યો ... ... ૧૧૨
તારું સ્થૂલ કે સૂક્ષ્મ સ્વરૂપ ન કો નિરખે... ... ૧૬૦
તારો અગ્નિ ધગી રહ્યો વિશ્વ વિષે ઝગતો... ... ૧૫૧
તારો એક જ દીપ તું ટાંગે ઉપાગગને ... ... ૨૫
તારો તો ઋત શબ્દ છે વાણીનો સિંધુ સદા ... ૧૭૮
તારો બાળક હું જાણે પંખીડા જેવો ઊડું ... ... ૫૧
તારો ભકત કહી જગ રૂહે મુજને હસીને ... ... ૧૩૮
તારો સર્જ્યો આ માનવ તારી જ સામે પડે... ... ૧૨૩
તારો સૈનિક હું બની આવ્યો આ વિશ્વરણે... ... ૮૦
તું તો આવશે, આવશે, એમ હું ઝંખ્યા કરું... ... ૭૫
તું તો આવે છે, આવે છે, એમ કહે અમને... ... ૭૪
તું તો વાયુ સમો છૂપો આવાને ઓરડીમાં... ... ૧૫૩
તેં ગવાડ્યું મને બધું તેમ હું ગાઈ ગયો ... ... ૪૧
દૂર દૂર અન્યોના સંપર્કતણી રટના ... ... ૩૫

ધ્વનિત


| | | |
|---|---|---|
| નભને શિખરે જ્યારે તીવ્ર મધ્યાહ્ન તપે ... | ... | ૯૮ |
| નહીં જીવનની ગતિ જીવનનેય જડે ... | ... | ૬૫ |
| નહીં જ્યોતિ વિના કદી આંખ નિહાળી શકે | ... | ૧૦૯ |
| નહીં પર્વતટોચથી નાથ નજીક વસે ... | ... | ૧૧૮ |
| નહીં માર્યા કદી હોય ભૂસકા જીવનમાં ... | ... | ૮૪ |
| નિજ પૃથ્વીનાં બાળને શિક્ષણ શું મળશે ... | ... | ૮૫ |
| નિજ સંતત કાર્ય ધમાલથી ઊગરવા ... | ... | ૧૯૧ |
| પડતો ખંડતો આવ્યો થાકતો આંકી સુધી... | ... | ૧૯૮ |
| પડે સૂર્યતણો પડદો ઝળતો ગગને ... | ... | ૮૬ |
| પીળી પાનખરે બધાં પાન ખરે ભૂમિએ ... | ... | ૧૧ |
| પૃથ્વીમાતાએ આ તન મારું છે આપ્યું મને... | ... | ૬૪ |
| પ્રકૃતિતણાં તત્ત્વોનાં અદ્‌ભુત મિશ્રણથી ... | ... | ૨૭ |
| પ્રકૃતિતણી યંત્રશાળામાં તૈયાર કરી ... | ... | ૪૨ |
| પ્રભુ ! આ તારી પાંજરાપોળમાં શું શું ભર્યું... | ... | ૯૫ |
| પ્રભુ ! કેવો બનાવ્યો તેં તંબૂરો આ તનનો ... | ... | ૭૯ |
| પ્રભુ ! જીવનની આગગાડી તેં કેવી કીધી ... | ... | ૧૯૦ |
| પ્રભુ ! તારું રચ્યું પ્રિય હોય ન કેમ તને ... | ... | ૧૧૧ |
| પ્રભુ ! તું જ ખરો વ્હાલમોત્તમ વિશ્વતણો... | ... | ૪ |
| પ્રભુ ! તેં તારા પેગંબરોને છે બોલ દીધો ... | ... | ૭૩ |
| પ્રભુ ! તેં તારાં દર્શન દીધાં કદી ન પૂરાં ... | ... | ૬ |
| પ્રભુ ! તેં મને વેદનાનો અધિકારી કીધો ... | ... | ૮૭ |
| પ્રભુ ! દે અમને બળ જીવન જોગવવા ... | ... | ૧૮૦ |
| પ્રભુ ! માનવનો અવતાર શો આજ બન્યો ... | ... | ૯૭ |
| પ્રભુ ! હું મારાં ગીત આ બેસીને ગુંજ્યા કરું... | ... | ૧૫ |
| ફરતી ધરતી પર સૌ પશુ પ્રાણીતણો ... | ... | ૯૬ |
| ફૂલરોપે બંધાય છે જ્યારે કો ફૂલકળી ... | ... | ૧૫૬ |

| | | કવિત |
|---|---|---|
| ફૂલવાડી સિંચી તું-દીધાં અમૃતે જગમાં ... | ... | ૧૮૫ |
| બહુ વેળ મેં જાણ્યું ઉરે એવું કંક વસે ... | ... | ૧૬૨ |
| બહુ વેળ હું સાંજરે સાગરતીરે જઈ ... | ... | ૧૯૯ |
| બોલી બોલીને બોલું શું, બોલતાં બોલ ખૂટે... | ... | ૪૮ |
| ભર ઊંઘમાં હું પડ્યો હોઉં પ્રભાત લગી ... | ... | ૭૭ |
| ભલા ટંડેલ! આ તારી અદ્દભુત હોડી વિષે ... | ... | ૧૮૧ |
| ભવઓડીમાં સૌને પૂરી એવો તું સટક્યો ... | ... | ૧૪૦ |
| ભવસાગર ખેડતું મારું આ નાવ ફરી ... | ... | ૧૯૩ |
| મને આવશે તારું આમંત્રણ તેડી જવા ... | ... | ૪૦ |
| મને કોણ બોલાવી રહ્યું આવી સંધ્યા વિષે ... | ... | ૧૮ |
| મને ક્યાં ક્યાં લઈ જઈ લાવ્યો તું આજ લગી | ... | ૧૯૫ |
| મને ઝાંખું ઝાંખું હવે દીસે બધું દૃગમાં ... | ... | ૭૬ |
| મને નાખ્યો તેં બાંધીને આ તારા પિંજરમાં... | ... | ૧૨૦ |
| મને લોક કહે શાને આ બકવાદ કરે ... | ... | ૨૪ |
| મરવું?–મરીને ય હતું–ન–હતું જ થવું ... | ... | ૭૦ |
| મહા પર્વતમાં હિમ એકઠું ખૂબ થયું ... | ... | ૪૪ |
| મહાસાગરને ઉરથી મોટી ઊર્મિ ઊઠે ... | ... | ૧૪૯ |
| મહાસાગરને તળિયે છીપને ઉદરે ... | ... | ૧૭૧ |
| મહા સૂક્ષ્મ કળા થકી આકૃતિ પાડી ઘણી ... | ... | ૧૭૦ |
| મળે પારસ તો કરું કંચન લોહતણું ... | ... | ૧૪૭ |
| મારા અંતરકૂપમાં રેંટ રહ્યો ફરતો ... | ... | ૧૦૪ |
| મારા અંતરની બધી ઓરડી શોધી વળું... | ... | ૧૪૧ |
| મારા અંતરની બધી વાત હું કેમ કહું ... | ... | ૪૯ |
| મારા અંતરમાં રહ્યો ગીતનો પાક ઝૂલી ... | ... | ૩૨ |
| મારા જીવનની જ્યારે આવશે છેલ્લી ઘડી... | ... | ૧૮૮ |
| મારા જીવનમાંથી તેં ચૂંટી છે કૈંક કળી ... | ... | ૯૨ |

| | | ધ્વનિત |
|---|---|---|
| મારા જીવનમાં પળો આવતી મોજાં સમી... | ... | ૧૪૨ |
| મારા જીવનમાં મને જે કંઈ મોંઘું હતું ... | ... | ૧૮૨ |
| મારા ધામની પાસે મેં કૂપ બંધાવી તહીં... | ... | ૧૬૪ |
| મારા નાથે દીધો નિજ મંદિરમાંથી લઈ... | ... | ૧૬૩ |
| મારા મિત્રોને આપી ઉજાણી મેં એક સમે | ... | ૧૬૯ |
| મારા યૌવનમાં એક સ્વપ્ન ઊગ્યું હસતું ... | ... | ૬૭ |
| મારા શબ્દોમાં અર્થ નથી એમ કોક કહે... | ... | ૫૩ |
| મારા હાથમાં માળા લઈ તારું નામ જપું... | ... | ૧૩૧ |
| મારાં સાદાં ને સીધાં ને સૂધાં મેં ગીત રચ્યાં | ... | ૪૩ |
| મારી ઓરડીમાં છાનો આવી તું બેસી ગયો | ... | ૩૧ |
| મારી ચિંતાનો ભાર મેં વ્યર્થ વહ્યો જીવને | ... | ૧૮૯ |
| મારી જાળને નાખી મેં વિશ્વસમુદ્ર મહીં... | ... | ૧૫૪ |
| મારી જીવનવાંસળીને લઈ તું ફરતો ... | ... | ૧૯ |
| મારી નાનેરી આંખો બીડી કળીશી ઝૂમતી | ... | ૫૯ |
| મારી પાછળ આ જગમાં મારું કૈંક રહે ... | ... | ૩૯ |
| મારી પાસે તું છે પછી છે બધું મારી કને | ... | ૧૨૪ |
| મારી પાસે હતું જ શું કે આપું હું તુજને... | ... | ૧૪ |
| મારી વાડીમાં સુંદર પુષ્પ ઊગ્યાં નિરખી ... | ... | ૧૫૯ |
| મારું આતમપંખી હશે આવ્યું ક્યાંથી ઊડી | ... | ૧૬ |
| મારું જીવનનાવ આ ધીરે ધીરે સરતું ... | ... | ૧૯૨ |
| મારું નિર્મિત કાર્ય હું પૂરું કરું જગમાં ... | ... | ૬૨ |
| મારે અંતર આવી વસંત પ્રફુલ્લ ફરી ... | ... | ૩૦ |
| મારે અંતર સંતત અગ્નિ રહે ઝળતો ... | ... | ૧૬૧ |
| મારે અંતર સુંદર એક ગુલાબ ઊગ્યું ... | ... | ૧૩૦ |
| મારે ત્યાં આવી રહેવા મેં, નાથ! બોલાવ્યો તને | ... | ૧૨ |
| મારો પ્રેમ પળેપળ હું તુજને અરપું ... | ... | ૧૧૬ |

ધ્વનિત

મેં તો જોયું ને જાણ્યું ઘણું ઘણું જીવનમાં ... ૧૫૫
મેં તો સ્નાન કીધું જઈ ઝાંઝવાના જળમાં ... ૧૪૬
રવિ અસ્ત થયો ને ગોવાળિયા પાછા ફર્યા... ... ૬૧
રહે ભાગ્યનું ચક્ર આ જીવનમાં ફરતું ... ... ૧૬૫
રહે વિશ્વનું જીવન યુદ્ધ વિષે મચતું ... ... ૧૦૦
રંગરંગ ભર્યાં નવહાસ્ય વિષે ગગને ... ... ૧૯૪
લાખોલાખ કૈં ચિત્ર ઊઠી મારાં લોચનથી... ... ૧૫૮
લાખો વર્ષ થયાં તને માનવ પૂછ્યા કરે ... ... ૪૬
લાખો શબ્દોથી મેં મારાં ગીતોની સૃષ્ટિ રચી ... ૫૦
વણમાગ્યું બધું મને દીધું તેં, મારા ધણી... ... ૧૩૬
શતપાંદડી પંકજ આ મારા અંતરનું ... ... ૧૧૦
શાને જીવન મૃત્યુને જોડકું લોક વદે ... ... ૭૮
સદાચાર જ ઉત્તમ પ્રાપ્તિ છે માનવની ... ... ૧૫૨
સદા જ્યોતિનો કેડો ધરી ધસે છાયા જગે ... ૧૦૭
સદા સત્ય છે વસ્તુના અંતરમાં જ રહ્યું ... ... ૧૫૭
સારી રાત હું જોયા કરું ઊંચે આભ પરે... ... ૧૭૯
સુખ પાછળ હું ભટક્યો મુજ યૌવનમાં ... ... ૯૩
સુખમાં ગમે સોની ને દુઃખમાં રામ સ્મરે... ... ૮૮
હજી ગીત આ તારાં શું તેં નથી પૂરાં કીધાં ... ૩૪
હજી શું તું વસંતની લીલાને ઝંખી રહ્યો... ... ૧૨૮
હતી ફૂટતી જ્યારે આ જીવનકેરી કળી ... ... ૫૮
હરી ભાગ્યે લીધું મારા જીવનમાંથી ઘણું ... ... ૧૦૨
હું આ રોજ ગૂંથું મારાં સ્નેહભર્યાં ધ્વનિતો ... ૩૩
હું તો બાળપણે કૈંક સ્વપ્ન ગૂંથ્યા કરતો... ... ૫૬
હું તો રંક સિતારિયો, નાથ! હું શું બજવું ... ૧૩

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | ધ્વનિતની લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | ૧૨ | ગમે | ગમી |
| ૨૦ | ૨ | રશે | હશે |
| ૨૬ | ૮ | ભારે | ભરે |
| ૩૭ | ૧ | મારા | મારાં |
| ૬૪ | ૧૧ | હીંચી | હીંચે |
| ૭૪ | ૩ | જાણે | ગણે |
| ૭૭ | ૮ | ધામ | ધ્વામ |
| ૯૧ | ૧ | લઈ | લઈ હું |
| ૧૦૨ | ૧૨ | સ્મરીને | સ્મરીને, |
| ૧૧૨ | ૩ | દુનિઆ | આ દુનિયા |
| ૧૪૯ | ૧૪ | તહીં ; | તહીં ? |
| ૧૬૪ | ૧૧ | બહાર | બ્હાર |
| ૧૭૯ | ૩ | દીવ્ય | દિવ્ય |
| ૧૭૯ | ૪-૫-૧૦ | દિવાલ | દીવાલ |
| ૧૮૮ | ૧ | જ્તોતિ | જ્યોતિ |
| ૧૮૯ | ૩ | બધી | બધે |
| ૨૧૨ | ૩ | ઝળકી | ઝળકી, |

# 'શુદ્ધિપત્ર'ની પૂરવણી

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | પુસ્તક ૧૬—પવાડો | ૦—૪—૦ | ૦—૫—૦ |
| ૨ | ,, ૧૯—ગાથા | જરથુસ્તની | જરથુસ્ત્રની |
| ૧૧ | ૩ | Oetave | Octave |
| ,, | નીચેની નોંધમાં | બ્રિટાનિકા'માંન | બ્રિટાનિકા'માંના |
| ૧૨ | ૧૦ | ગુરૂ | ગુરુ |
| ,, | ૧૨ | Accret | Accent |
| ,, | ૧૬ | કવિતના | "કલિકા"ના |
| ૧૩ | ૨૨ | Unstresed | Unstressed |
| ૧૪૪ | ૧૩ | નાથ | નાથ ! |

# ખબરદારનાં અન્ય લોકપ્રિય સર્જનો

**કલ્યાણિકા :** ભક્ત હૃદયની આરઝૂ અને તત્ત્વચિંતનના ગાંભીર્યથી તરબોળ સુગેય લોકપ્રિય ઢાળોમાં રચાયેલાં ભાવવાહી કાવ્યો અને ભજનોનો નવો સંગ્રહ, ટિપ્પણ સાથે : રૂ. બે

**દર્શનિકા :** જીવનનાં ગૂઢ રહસ્યો સમજાવતું આધ્યાત્મિક તત્ત્વચિંતનથી ભરપૂર, સરળ શૈલી અને એક જ છંદ વડે ઊર્મિ અને અર્થનો સમન્વય સાધતું ૬૦૦૦ પંક્તિનું સળંગ મુક્તકમય લોકપ્રિય દીર્ઘ કાવ્ય. સુધારેલી નવી આવૃત્તિ : રૂ. ત્રણ

**રાસચંદ્રિકા**—(ભાગ ૧--૨ સાથે) માધુર્ય ને પ્રસાદથી ભરપૂર સરળ ભાષામાં તથા અનેકાનેક પરિચિત ઢાળમાં રચાયેલા, ગરવી ગુજરાતણને કંઠે રમી રહેલા ૧૨૫ ગરબા ને રાસનો ૩૦૦ પૃષ્ઠનો સંગ્રહ. રૂ. ત્રણ

**ભજનિકા :** ગુજરાત મહાગુજરાતમાં ઘરઘર ગવાતાં ભક્તિમાં તરબોળ કરે એવાં અનેક રાગમાં રચાયેલાં સુંદર ભજનો : રૂ. બે

**ભારતનો ટંકાર :** શૌર્ય ને સ્વાધીનતામાં કરુણ ને વીર રસથી છલકાતાં, જાગ્રતિ જોત ને ઝંખનાથી ઝળહળતાં લોકપ્રિય થયેલાં રાષ્ટ્રિય ગીત કાવ્યોનો સંગ્રહ. ડેમી, ત્રીજી આવૃત્તિ : રૂ. એક

**રાષ્ટ્રિકા :** "ભારતનો ટંકાર" સિવાયનાં પ્રારંભથી અત્યાર સુધીમાં પ્રસંગે પ્રસંગે નવનવા છંદો ને રાહોમાં લખાયેલાં અને અતિ લોકપ્રિય થયેલાં પ્રેરક ને જુસ્સાદાર ૭૨ રાષ્ટ્રિય કાવ્યોનો અદ્વિતીય સુંદર સંગ્રહ : રૂ. અઢી

**શ્રીજી ઈરાનશાહનો પવાડો :** પારસીઓ ધર્મને કાજે પોતાનો ઈરાન સ્વદેશ તજીને હિંદુસ્તાન–ગુજરાતમાં આવ્યા ત્યારથી આજ સુધીના બનાવોનો આ ૯૧ કડીનો લાંબો પવાડો છે. ત્રીજી આવૃત્તિ. **પાંચ આના**

**ગુજરાતી કવિતાની રચના કળા :** મુંબઈ યુનિવર્સિટી તરફથી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં અપાયેલાં પાંચ અભ્યાસપૂર્ણ વિશિષ્ટ વ્યાખ્યાનો પૃ. ૨૫૦ પાકું પૂઠું : રૂ. એક

☞ આ પુસ્તકોની કિંમત કર્તાએ કદી વધારી નથી કે તે વધારવાનો હક કોઈ પણ પુસ્તક વિક્રેતાને નથી. ( પોસ્ટેજ જુદું )

**મુખ્ય વિક્રેતા : એન. એમ. ત્રિપાઠી લિમિટેડ, પ્રિન્સેસ સ્ટ્રીટ–મુંબઈ ૨**